# વીરનાં તેજ


લેખક

કેશવલાલ ચતુરભાઈ પટેલ



પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા

પીરમશા રોડ - અમદાવાદ

સિદ્ધરાજ મહારાજના અંગરક્ષક
જગદેવની વીરત્વ ભરી નવલકથા

# વીરનાં તેજ

※

: લેખક :
કેશવલાલ ચતુરભાઈ પટેલ

જીવનલાલ અમરશી મહેતા
પીરમશાહ રોડ, અમદાવાદ.

કિંમત ... ... રૂ. ત્રણ

# અર્પણ



હું સર્વસ્વ, જેની પ્રસાદીરૂપ છું
એવાં મારાં
પૂજનિય
માતુશ્રી
ને

—કેશવલાલ

## કેશવલાલ પટેલનાં અન્ય પુસ્તકો

1. રસિકાના રાસ
2. ગામડાનું આરોગ્ય કેમ સુધરે ?
3. રાધારાણી (બંકીમ કૃત) શ્રી ચંદ્રકાન્તના સહકારમાં
4. અલીબાબા અને ચાલીસ ચોર
5. આરુંઘર

<u>હવે પછી</u>

6. પતંગિયાં અને બીજી વાતો.
7. ઝંકાર (કાવ્યો)
8. કનકસિંહ (બાલકથા)
9. બાલકથા ગીતો.

# અનુક્રમણિકા

## બે શબ્દો

હું ગુર્જર સાહિત્યનાં અવનવાં પુસ્તકો આપના કરકમળમાં રજુ કરું છું, તેમાંનું આ એક વીર જગદેવ અને વીરમતિનું ઐતિહાસિક પુસ્તક આપું છું.

એક વરસ પહેલાં કાગળોની ખુબજ ખેંચ પડી ગઈ અને પ્રકાશનો થઈ શકયાં નહિ. હવે કંઈક માલ પરદેશથી આવતો થયો છે, એટલે અમારી ચાલતી "**જ્ઞાનવર્ધક ગ્રંથમાળા**"માં આ પુસ્તક આપવામાં આવ્યું છે. માળાના ગ્રાહકો નોંધવામાં આવે છે. લગભગ બાર મહીને ૬૦૦ થી ૭૦૦ પાનાનું વાચન, આપવામાં આવે છે. ગ્રાહકોને દરેક પુસ્તક ૨૫) ટકાથી આપવામાં આવે છે. ટ. ખ. જુદું.

૧૯૪૬ નાં પુસ્તકોમાં (૧) **રાજરોષ** રૂ. ૩, (૨) **રાજ્યાભિષેક** રૂ. ૩, (૩) **કૈસરની કેફિયત** રૂ. રાા આ ત્રણ પુસ્તકો આપ્યાં છે.

૧૯૪૭ ના પુસ્તકોમાં (૧) **વીરનાં તેજ** રૂ. ૩. (૨) **રાજદંડ** (રાજ્યાભિષેક પછી) છપાય છે. બીજાં નક્કી થયે '**સ્ત્રીબોધ**' માસિક પત્રમાં જાહેર કરવામાં આવશે.

ગ્રાહક થનારે રૂ. પાંચ પહેલાં મોકલવા. તેનો હિસાબ વરસ આખરે આપવામાં આવશે. નવા ગ્રાહકો પાસેથી રૂ. ૧) પ્રવેશ ફી લેવાય છે. '**સ્ત્રીબોધ**'ના ગ્રાહક હોય તેમની પાસેથી પ્રવેશ ફી લેવાતી નથી.

**ચંદ્રકાન્ત મહેતા.**

# ઉઘડતે પાને

ઐતિહાસિક પાત્રોની સુકર્મણ્યતા, સાહસિકતા અને ભવ્યતા મને સદાયે આકર્ષે છે. ભૂતકાળની ગૌરવશાળી વ્યક્તિઓની જીવનરેખાઓ મનુષ્યમાં અને દરરોજના નાગરિક જીવનમાં સહાયભૂત બને છે આ વિચારોની અસર નીચે સતત દબાએલો હું એક દિવસે જગદેવ પરમારની જીવનરેખા આલેખવા નિશ્ચયી બન્યો. એને લગતું વિવિધ સાહિત્ય વાંચ્યું અને કેટલાય દિવસોના મન્થન પછી લખવાનું શરૂ કર્યું.

સને ૧૯૪૦માં પ્રથમ પાંચ પ્રકરણ લખી મેં 'ગુજરાતી પંચ'માં ચાલુ વાર્તા તરીકે છાપવા માટે મોકલાવ્યાં. શ. ધ. હી. ત્રિપાઠી તરફથી ઉત્સાહજનક પત્ર મળ્યો, એટલે વાર્તા છપાતી ગઈ અને હું લખતો ગયો.

સદર પુસ્તકના લેખન સમયે નોકરી અંગે હું મારા વતન ડભોડથી અમદાવાદ ગાડીમાં આવજા કરતો હતો. દર અઠવાડિયે છાપવા જેટલું મેટર મારે મોકલાવી આપ્યા સિવાય છુટકો નહતો, કારણ કે ચાલુ વાર્તા રૂપે આ કથા છપાતી હતી અને મારી પાસે પ્રથમથી તૈયાર લખાણ તો

હતું જ નાહ, એટલે, ગાડીમાંયે કાગળના ટુકડાઓ પર હું લખતો. કથાના લેખન સમયની આ હકીકત છે.

સદર કથામાં ' સિદ્ધમતિ 'નું પાત્ર મેં લીધું છે, એ બાદ કરતાં આખીએ કથા ઐતિહાસિક પાત્રો પર રચાએલી છે.

જગદેવની આત્મશક્તિની સબળ ભાવના અને વીરમતિની સ્ત્રીશક્તિની મુર્તિમંતતા આધુનિક યુવકયુવતિઓ હૃદયમાં અપનાવે તો ?

સદર કથાના લેખન સમયે મને ઉત્તેજન આપનાર મારા વડીલ બંધુઓ શ્રી. જેશીંગભાઈ વકીલ અને ડૉ. પુરૂષોત્તમદાસનો આભારી છું.

અસહ્ય મોંઘવારી અને છપાવવાની અગવડતાઓ હોવા છતાં શ્રી. ચંદ્રકાન્તભાઈએ આ પુસ્તક આકર્ષક રીતે બહાર પાડી મને આભારી કર્યો છે.

ભવ્ય ગુજરાતનાં સર્વ ભાંડુઓ આ પુસ્તકને સહૃદય અપનાવશે એવી આશા સેવતો

સંવત ૨૦૦૩ રામનવમી. } આપનો, કેશવલાલ ચતુરભાઈ પટેલ

# માતા અને પુત્ર

સંધ્યાનો સમય હતો. ચારપાંચ કિશોરો સરોવર નજીક આવેલી વૃક્ષઘટાઓ નીચે સાનંદ રમી રહ્યા હતા. આથમતા સુરજદેવના તેજ ફુવારે સરોવરનાં સલિલ બહુજ રમણીય લાગતાં હતાં. વૃક્ષોની ઉન્નત ટોચો સંધ્યાનાં સુરેખ કિરણો વડે સોનાશી આલ્હાદક અને આકર્ષક જણાતી હતી. બહુવિધ પંખીઓના મધુર ગુંજન વડે એ સ્થળ ભર્યું ભર્યું ભાસતું હતું. સરોવર ઉપરથી આવતી સમીરની શીતળ લહરીઓ ક્રીડા કરતા કિશોરોના હૃદયમાં ચેતન અને ઉત્સાહની અમી સીંચતી હતી. રમત પૂરી થતાં બધા કિશોરો એક વૃક્ષની વિશાળ ઘટા નીચે બેઠા અને પરસ્પર વાતો કરવા લાગ્યા.

આ બધામાં એક કિશોર જુદો જ તરી આવતો હતો. તેના વદન પર ચમકતી ક્ષાત્રતેજની અસીમ જ્યોતિ અને તેનાં વિશાળ નયનો તેની પ્રતિભામાં અજબ ઉમેરો કરતાં હતાં. તેના શરીરના પ્રત્યેક અવયવો મર્દાનગીના શબ્દો બોલી રહ્યા હતા. વાણી, વર્તન કે રમતમાં તેની

છટા બધાથી જુદીજ પડી આવતી હતી. તેનો ચહેરો યુવાન થતાં એ વીરનર બનશે એમ સાક્ષી પુરતો હતો. એ કિશોરનું નામ હતું જગદેવ—ધારાનગરીના ઉદયાદિત્ય રાજાની દુહાગણુ સોલંકિણી રાણીનો એ પુત્ર.

આપણા ભારતવર્ષમાં રાજા રામચંદ્ર સિવાય જવલ્લેજ કોઇ રાજાએ એક કરતાં વધુ રાણીઓ કરી નહિ હોય. રાજા ઉદયાદિત્યને પણ એમજ હતું. તેને બે રાણી હતી. એક વાઘેલી અને બીજી સોલંકિણી. વાઘેલી રાણીને રણધવળ અને સોલંકિણીને જગદેવ નામે પુત્રો હતા. ઉદયાદિત્યનો વાઘેલી રાણી પર વિશેષ સ્નેહ હતો. સોલંકિણી રાણીને એક ગામ બક્ષીસ આપવામાં આવેલું હતું. એ ગામની ઉપજમાંથી તે પોતાના તેમજ દાસદાસીઓના ખર્ચનો નિભાવ કરતી હતી.

જગદેવ શૈશવપણું છોડી કિશોર થયો ત્યારે તે તેના ભેરૂબંધો સાથે સાંજના ગામના વિશાળ સરોવર તટે ક્રિડા કરવા હંમેશાં જતો, ત્યાં બધા ભેરૂબંધો ભેગા મળી ઘોડાદોડની, તીર ફેંકવાની, પટ્ટાબાજી ખેલવાની વગેરે ક્ષત્રિય રમતો રમતા અને આનંદ અનુભવતા.

એક દિવસ રમત પૂરી જતાં સઘળા ભેરૂબંધો એક વૃક્ષ ઘટા નીચે બેસી પરસ્પર વાતો કરતા હતા, એવામાં એક લાલચુ કિશોરે કહ્યું, 'ભાઈ, આપણને આ જગદેવ સાથે મિત્રતા રાખવામાં કંઈ મઝા નથી આવતી. આનાથી તો રણધવળની મિત્રતા સારી.'

'ભાઈ, આમ કેમ?' જગદેવે સાશ્ચર્ય પૂછ્યું, 'હું તમને કોઈને દુઃખ આપું છું તે તું આમ કહે છે?'

પેલા કિશોરે કહ્યું, 'ભાઈ જગદેવ, હું કયાં એમ કહું છું કે તું અમને દુઃખ દે છે! પરંતુ તું રાજકુમાર છે, છતાં અમને શો લાભ? નહિ કાંઈ સારું સારું ખાવાનું કે નહિ કંઈ સારું સારું પહેરવાનું! આના કરતાં તો અમે રણધવળ સાથે મિત્રતા કરીએ તો સારું સારું ખાવાનું અને પહેરવાનું તો મળે; રાજગાદીનો વારસ તો એજ ને?'

જગદેવને આ વચનથી ખોટું લાગ્યું. તેના વદન પર સહજ ગ્લાનિ છવાઈ ગઈ. તે જાણતો હતો કે પોતે દુહાગણનો પુત્ર છે. પરંતુ રાજપુત્ર તો ખરોજને? હું રાજપુત્ર છતાં મારું જીવન આમ શા માટે? આવા વિચારમાં એ થોડાક વખત લીન થયો.

સંધ્યા આથમતાં, રૂમઝુમ રૂમઝુમ કરતાં નિશાનાં અંધારાં પૃથ્વી પર ધીમેધીમે ઉતરવા લાગ્યાં. સૌ ભેરૂબંધો ત્યાંથી ઊઠયા અને સ્વગૃહે પાછા ફર્યા

જગદેવ ઘેર આવ્યો. તે નહિ જેવું જમી પોતાના શયનખંડમાં ચાલ્યો ગયો. આજે તેના વદન પર હંમેશનાં આનંદ અને ઉત્સાહ ન હતાં. તેનું મોં પડેલું હતું. તેને જીવન પ્રતિ ઘૃણા ઉત્પન્ન થઈ હતી. જગત તેને શુષ્ક લાગતું હતું.

જગદેવનું ગ્લાનિમય વદન દેખી તેની માતા તેની પાસે ગઈ અને પૂછ્યું: 'બેટા, આજે ઉદાસ કેમ?'

જગદેવની આંખોમાંથી મોતી જેવાં બે અશ્રુબિન્દુઓ સરી પડયાં. તેણે કહ્યું 'માતા, મારા પિતાજી અહિં કેમ નથી આવતા ? હું તેમનો પુત્ર હોવા છતાં મારી સંભાળ પણ કેમ નથી લેતા ? આપણે શા માટે અહિં એકલવાયું જીવન ગાળીએ છીએ ? ચાલને આપણે પણ રાજમહેલમાં રહેવા જઈએ.'

પુત્રના પ્રશ્નોથી સોલંકિણી રાણીનું હૃદય ભરાઈ આવ્યું. તેણે દુઃખદ કંઠે કહ્યું. 'બેટા, તું રાજપુત્ર છે અને હું રાજરાણી છું; છતાંયે આપણા નસીબમાં રાજસુખ લખાએલું નથી. તારા પિતા પરવશ બનેલા છે. રાજા હોવા છતાંયે તારી ઓરમાન માતા વાઘેલી રાણીનો તેમના પર દાબ છે. તેના વચન પ્રમાણેજ તેઓ આચરણ કરે છે. એટલેજ આપણને અહિં રહેવું પડે છે. હશે ! પરમેશ્વર જે સ્થિતિમાં રાખે એજ સ્થિતિમાં રહી જીવન યશસ્વી બનાવી જીવવું એમાંજ, બેટા ! માણસની સાચી મનુષ્યતા છે. રાજવૈભવ અને રાજવી મોઝશોખ કરતાં આપણું એકલવાયું પણ શુદ્ધ અને સંતોષી જીવન શું ખોટું છે, બેટા ? મને તો હવે કોઈ પ્રકારનો મોજશોખ ભોગવવાની લાલસા રહી નથી. તું મહાન વીર બની તારી માતાની કુખ ઉજ્જવળ કરે એટલીજ હવે મારી મહેચ્છા છે.'

'માતા, તારા આશિર્વાદ સફળ હજો.' જગદેવે કહ્યું. 'મેં પણ આજેજ સંકલ્પ કર્યો છે કે, મારે અહિં નહિ રહેતાં પરદેશ જવું. પ્રભુપર શ્રદ્ધા રાખી શુભ કાર્યો કરી નામના મેળવવી. પરંતુ હું પરદેશ જતાં પહેલાં મારા પિતાજીને

મળીશ તો ખરોજ. જોઉં તો ખરો કે તેમનો સ્નેહ છે કે નહિ?'

'વારૂ, બેટા! કોઈપણ સંજોગોમાં નિરાશ ન બનવું. હૃદયમાં ઓછું ન લાવીએ. ભલે, જીવનમાં દુઃખના ડુંગરો આવે પરંતુ એમને હિંમત અને ધીરજથી દૂર કરી માર્ગ મોકળો કરવામાંજ જીવનની સાચી મઝા રહેલી છે. હવે નિરાંતે સુઈ જાઓ. બેટા,' કહી તેની માતા બહાર ચાલી ગઈ.

હવે જગદેવ તેના શયનખંડમાં એકલો પડયો. તેને ઊંઘ આવતી નહતી. બહુવિધ વિચાર તરંગોની માળા તેના હૃદયમાં કંઈકંઈ મન્થન કરી રહી હતી. પરંતુ વિચારમાં ને વિચારમાં મોડી રાતે નિદ્રાદેવીએ પોતાના હુંફાળા અને માયા ભરેલા ખોળામાં લઈ તેને પોઢી દીધી.

૨

# ઈર્ષાની આગ

**જગદેવ** ઊઠયો ત્યારે સુરજદેવ આકાશમાં આવી ગયા હતા. પંખીઓ પોતપોતાના માળાઓમાંથી ઉડી બહાર ચાલ્યાં ગયાં હતાં. લોકો કામે લાગી ગયા હતા. જગદેવ આજે દરરોજ કરતાં બહુજ મોડો ઊઠયો હતો. તે ઝટપટ શૌચક્રિયા, સ્નાનાદિ કરી, પોતાનો મામુલી પોષાક પરિધાન કરી પિતાને મળવા રાજદરબાર પ્રતિ ઉપડયો. દરબારમાં આવી તેણે પિતાને પ્રણામ કર્યા. બહુ લાંબા સમયે જગદેવને દેખી રાજાના હૃદયમાં આનંદ ઉભરાયો. તેણે જગદેવને સહર્ષ બોલાવી પોતાની પાસે બેસાડયો.

જગદેવનો પોષાક મામુલી હતો છતાંયે તેના વદનની મનોહરતાએ સઘળા દરબારીઓ તથા રાજા પર તેની પ્રતિભાની ઊંડી છાપ પાડી. તેનું વ્યક્તિત્વ સઘળાને કંઈક ઓર જ લાગ્યું.

રાજાએ તેને પૂછ્યું, 'બેટા, તું રાજપુત્ર છે ને તને આવો પોષાક શોભે? તારે તો સારાં સારાં કીમતી વસ્ત્રો

પરિધાન કરવાં જોઇએ. અને તું દરરોજ દરબારમાં કેમ નથી આવતો, ભાઈ ?'

'શું આવું પિતાજી!' જગદેવે કહ્યું, 'તમારો સ્નેહ તો જોઇએને? સ્નેહ વિનાનાં સગપણ શા કામનાં? તમે મને કયે દિવસે સંભાર્યો છે કે, હું અહિં આવું! અને પોષાક-સારાં અને કીંમતી વસ્ત્રો તો હું કયાંથી લાવું? કઈ ઉપજમાંથી હું એ પહેરી શકું?'

પુત્રનાં વચનથી રાજાનું હૃદય ભરાઇ આવ્યું. રણધવળ જેવો જગદેવ પણ મારોજ પુત્ર છે. બંને એકજ વૃક્ષની વિટપો છે. તો પછી ઉભય વચ્ચે શા માટે ભેદ રાખવો જોઇએ? પરંતુ બીજીજ ક્ષણે વાઘેલી રાણીનો પ્રતાપી ચહેરો તેની દ્રષ્ટિ સમક્ષ પ્રદર્શિત થયો. પરંતુ આખરે પિતૃહૃદય તો ખરુંજને? તેણે જગદેવને રૂપીઆ ભરેલી એક થેલી બક્ષીસ આપી અને તેને દરરોજ બબ્બે રૂપીઆ આપવા ખજાનચીને હુકમ કર્યો. પછી તેણે જગદેવને કહ્યું: 'બેટા! દરરોજ દરબારમાં આવતા રહેજો!'

જગદેવ પિતાની આપેલી ભેટ લઈ સ્વગૃહ પ્રતિ પાછો ફર્યો.

આંતરીક રાજખટપટો બહુજ ગહન હોય છે. એટલે રાજમહેલની, રાજદરબારની અને પ્રજાની સંપૂર્ણ માહિતીથી વાકેફગાર રહેવા માટે રાજાઓ, રાણીઓ, તેમજ પોતપોતાના દરજ્જા પ્રમાણેના નોકરો પોતાના અભંગ વિશ્વાસુ બાતમીદારો રાખે છે. જગદેવ પર રાજાએ કૃપા કરી એ વાત વાઘેલી રાણીને વાયુની લહરીઓ સમ ઝંકારા દેતી ત્વરિત ગતિએ પહોંચી ગઇ.

વાઘેલી રાણીના હૃદયમાં સર્પદંશશી ઝેરી જ્વાળાઓ ઝળકી ઉઠી. પોતાના પુત્ર પર માતા જેટલો સ્નેહ રાખે તેટલો અવરના પુત્ર પર કદાપી નજ રાખી શકે અને તેમાંએ આ તો અપરમાતા. જગદેવ પર રાજાની કૃપા ઉતરે અને રાજગાદી તેનેજ સોંપી દે તો પોતાના પુત્રનું શું? એ વિચાર વમળે તેનું માથું ભમવા લાગ્યું. રાજાને બોલાવી લાવવા તેણે દાસીને આજ્ઞા કરી અને પોતે પોતાના ખંડમાં વિચારલીન બેઠી.

આખાએ ખંડમાં મખમલના ગાલીચા પડેલા હતા. અહિંતહિં સુંદર સુંદર ફુલદાનીઓમાં બહુવિધરંગી અને સૌરભમયી પુષ્પો નિરનિરાળી છટાથી શોભી રહ્યાં હતાં. એમની સૌરભે ઓરડો સુવાસિત બની રહ્યો હતો. ભોંય પર પાથરેલા એક મખમલના ગાલીચા પર વાઘેલી રાણી બેઠેલી હતી. એના શરીરની સજાવટ બહુજ સુંદર હતી. તેના અંગેઅંગમાં અજબ આકર્ષણ હતું. એ શુશોભિત ઓરડામાં જાણે કોઈ અપૂર્વ રૂપરાશિ હિલોળા લઈ રહી હોય તેમ જણાતું હતું. સરોવરનું સલિલ જેમ જરા પણ વેગ મળતાં થરકવા લાગે છે તેમ એ ઓરડાની શોભા નાચતી–થરકતી લાગતી હતી.

રાણીના એકાએક તેડાનું કારણ રાજા સમજી ગયા. તેમણે દાસી સહ રાજમહેલ પ્રતિ પ્રયાણ કર્યું. રાણીના ખંડમાં પ્રવેશ કરતાંજ તેમણે પ્રશ્ન કર્યો, 'કેમ રાણીજી!'

રાણી અબોલ રહી.

રાજાએ તેની સામે એક મખમલના ગાલીચા પર બેઠક લીધી અને વ્યંગમાં કહ્યું : ' શું વારંવાર અબોલા કે રિસામણાંજ સ્ત્રીઓની મહત્તા હશે? શોભા હશે?'

'તમારી રસના જેટલી રસમય છે તેટલું તમારૂં હૃદય ખરેખર સ્નેહહીન છે એની મને આજે જ ખબર પડી. પત્નીને પતિનો અપૂર્વ સ્નેહ હંમેશાં હોય તોજ તેનું જીવન સુખી રહી શકેને?' રાણીએ સહેજ સક્રોધ કહ્યું.

'રાણીજી! આ શું! તમે શું બોલો છો? મને તો કંઈ સમજણ જ પડતી નથી.' રાજાએ અજાણ બની પૂછ્યું.

'હા, હા, તમને શાની સમજણ પડે?' નયન વડે પુષ્પધન્વાનું મોહક તીર ફેંકતાં રાણીએ કહ્યું. 'રાજગાદીના વારસ મારા રણધવળને છોડી જગદેવ પર તમે શા માટે કૃપા કરી! તમે તેને એક ગામ તો બક્ષીસ કરેલું છે! શું એ ઓછું છે?'

'રાણીજી! જગદેવ પણ મારોજ પુત્ર છેને?' રાજાએ કહ્યું.

'શું કહ્યું? ત્યારે શું રણધવળ તમારો પુત્ર નથી?' રાણી આટલું કહી મોં અવળું ફેરવી રડવા લાગી.

રાજા તેની સમીપ ગયો અને તેનું માથું ઉચું કરી તેને મનાવવા લાગ્યો. વાઘેલી રાણીના કપોલ પર, પર્ણો પરનાં તુષારબિન્દુઓ સમાં અશ્રુઓ ચમકી રહ્યાં હતાં. તેનું વદન એ વખતે વધારે મોહક લાગતું હતું. તેના કપોલ પરથી અશ્રુબિન્દુઓ સાફ કરી, રાજાએ તેના અધરો પર

ચમકતી લાલિમાનું સુધાપાન કરતાં કહ્યું, 'પ્રિયે! એમાં રિસાય છે શું? જગદેવને થોડીક બક્ષીસ કરી એમાં આવું હોય! મારા પછી રણધવળજ રાજા થવાનો છે ને? હવેથી તને પૂછીનેજ જગદેવ પર સ્નેહ રાખીશું. બસ?'

સુધામય શબ્દોથી વાધેલી રાણીનું મ્લાન મુખડું મરક મરક મલકી ઊઠયું. તે એકાએક સ્નેહઘેલી બની, રાજાની કોટે વળગી પડી.

# ૩

# સગપણમાં પ્રપંચ

કોઈપણ વ્યક્તિની ઉન્નતિ થવાની હોય ત્યારે નૈસર્ગિક રીતે જ તેને સાનુકુળ સંજોગો સાંપડે છે. અને એવા સંજોગોમાં જો તે વ્યક્તિ બુદ્ધિ અને ચાતુર્યથી કામ કરે તો તે સાધારણ સ્થિતિની હોય છતાં તેની મહત્તા એકાએક બહુ જ પ્રમાણમાં વધી જાય છે. જગદેવને પણ એમ થયું.

માંડવગઢના રાજાની તહેનાતમાં ઉદયાદિત્યને જવાનું થતાં તેણે રાજકારભાર રણધવળને સોંપ્યો અને જરૂર પડે જગદેવની સલાહ લેવાની રણધવળને સૂચના આપી તે માંડવગઢ ગયો. રણધવળના હાથમાં રાજકારભાર હોવા છતાં સૌ કોઈ હરકોઈ બાબતમાં જગદેવની સલાહ લેતા. અને તે નીતિમય રીતે સૌને સાચી સલાહ આપતો હતો. આથી જગદેવની ચપળતા અને બુદ્ધિની સર્વત્ર પ્રશંસાસૌરભ ફેલાવા પામી. પરિણામે ગૌડ દેશના રાજા ગંભીરસિંહે પોતાની કુંવરીનું

સગપણ જગદેવ સાથે કરવા મતુરી નામના પુરોહિતને ધારાનગર મોકલ્યો.

ધારાનગરમાં આવી તે રાજપુરોહિતને મળ્યો અને જગદેવનું સગપણ કરવા તે આવ્યો છે એ વાત તેણે તેને જણાવી.

જગદેવના સગપણની વાત સાંભળી રાજપુરોહિતને આનંદ થયો. પરંતુ વાઘેલી રાણીની સૌ કોઈ નોકર પર જબ્બર ધાક હતી. તે વાઘેલી રાણીના મહેલે ગયો અને તેની સમક્ષ સઘળી વાતનો સ્ફોટ કર્યો.

જગદેવના સગપણની વાત સાંભળી વાઘેલી રાણીના હૃદયમાં કંઈ કંઈ થઈ ગયું. 'મારા પુત્રને મૂકી જગદેવનું સગપણ! એ બની શકે જ કેમ? લોકો કેવા આંધળા થાય છે! રાજગાદીના વારસ રણધવળ સાથે સગપણ કરવાનું મૂકી એક-નિર્ધન અને મામુલી જગદેવડા સાથે સગપણ કરવા નીકળી પડ્યો છે!' આવું આવું તો તે કેટલું યે બબડી ઊઠી, પછી તેણે કહ્યું, 'પુરોહિતજી!'

'જી. શી આજ્ઞા છે?' પુરોહિતે વિનયભર્યા શબ્દે કહ્યું.

'જુઓ, પુરોહિતજી! કોઈપણ ઉપાયે સગપણ તો મારા રણધવળનું જ થવું જોઈએ, અને જો તમે આટલું કામ કરશો તો......'

પુરોહિત વચ્ચે જ સહાસ્ય બોલી ઊઠયો, 'હા, હા, એ તો હું સમજું જ છું. રાણીજીની મહેરબાની છે એટલે જ બસ.'

'હવે તમે જાઓ. અને જરૂર પડે તો આવેલા પુરોહિતને......'

'જરૂર, રાણીજી! એમાં મને કંઈ કહેવું પડે એમ છે જ નહિ,' પુનઃ રાજપુરોહિત વચ્ચે બોલી ઊઠયો.

વાઘેલી રાણીની આજ્ઞા મળતાં રાજપુરોહિત ઘેર આવ્યો અને ગૌડદેશથી આવેલા પુરોહિતને તે સમજાવવા લાગ્યો 'જુઓ, પુરોહિતજી! તમે જગદેવ સાથે રાજકુંવરીનું સગપણ કરવા આવ્યા છો, પરંતુ તમે જાણો છો કે જગદેવ દુહાગણ રાણીનો કુંવર છે. જ્યારે રાજગાદીનો ખરો વારસ રણધવળ છે, એટલે જો રાજકુંવરીનું સગપણ રણધવળ સાથે થાય તોજ તે રાજસુખની પરમ ભાગ્યશાળી બનેને?'

'રાજપુરોહિતજી! તમારી વાત સાચી છે. પરંતુ રાજકુંવરીની મહેચ્છા જગદેવ સાથે પરણવાની છે. પછી હું શું કરી શકું?' ગૌડદેશના પુરોહિતે કહ્યું.

'તમે કહો છો તે બરાબર છે, પરંતુ રાજકુંવરીને ખબર નહિ હોય કે રાજગાદીનો વારસ જગદેવ નહિ પરંતુ રણધવળ છે, એટલે જ તે જગદેવ સાથે પરણવાની મહેચ્છા રાખતી હશે. પરંતુ તમે તો જાણો છો ને? એટલે તમે રણધવળ સાથે તેનું સગપણ કરશો તો તે ના નહિ પાડે. સ્ત્રીઓને સ્વ–આત્મ–વિશ્વાસ પોષવા માટે મોજશોખ અને સંપત્તિની નૈસર્ગિક રીતેજ વધારે પ્રમાણમાં જીજ્ઞાસા હોય છે. સ્ત્રીઓનાં મન ચંચળ હોય છે. જગતમાં ઘણી સ્ત્રીઓ એશઆરામ

અને વિટંબણાવિહોણું જીવન ગાળવાને અતિ ઉત્સુક હોય છે અને આ તો રાજસુખ અને રાજવૈભવ ભોગવવા મળશે એટલે તે આપમેળે રણધવળ સાથેના સગપણની વાત જાણી ખુશી થશે.' આમ આડુંઅવળું સમજાવી, આવેલા પુરોહિતને પાંચ દશ હજાર રૂપીઆ આપી રાજપુરોહિત જગદેવના બદલે રણધવળનું સગપણ કરાવી નાખ્યું.

જગદેવને ત્યજી રણધવળ સાથે સગપણ નક્કી કર્યું, પરંતુ 'જગદેવ વિષે રાજા પૂછશે ત્યારે શો પ્રત્યુત્તર આપીશ?' આ વિચારે ગૌડના પુરોહિતને સ્વગૃહે પાછા ફરતાં જગદેવને મળવાની ઉત્કંઠા થઈ આવી. તેણે રાજપુરોહિતને કહ્યું 'મારે જગદેવ કુંવર સાથે મેળાપ કરવો છે. તેઓ મને અત્યારે મળી શકશે કે?'

'હા, હા.' રાજપુરોહિતે કહ્યું, 'ઘણું કરીને તેઓ દરબારમાં જ બેઠા હશે, રાજાજી માંડવગઢ ગયા છે ત્યારથી તેમની આજ્ઞાનુસાર તેઓ દરરોજ દરબારમાં આવે છે અને જાય છે. હું હમણાં જ તેમને બોલાવું છું.' એમ કહી રાજપુરોહિતે જગદેવને દરબારમાંથી બોલાવી લાવવા એક માણસને મોકલ્યો.

થોડીકવાર પછી જગદેવ રાજપુરોહિતના ઘેર આવી પહોંચ્યો. તેનું સહેજ શ્યામ છતાંય ચમકતું વદન, તેનાં વિશાળ અને તેજસ્વી નયન, તેના સુદૃઢ અને સુઘટ શરીરને નિહાળી ગૌડ દેશનો પુરોહિત તેની મોહક અને પ્રભાવશાળી

પ્રતિભા વડે સ્તબ્ધ બની ગયો. જગદેવને ત્યજી રણધવળ સાથે સગપણ કરવા માટે તેને ખરેખર શોચ થવા લાગ્યો. કોઈપણ વ્યક્તિ લાલચને વશ બની અમુક કાર્ય ઉતાવળે કરી નાખે છે, પરંતુ સાચી પરિસ્થિતિનું તેને ભાન થતાં તેનું હૃદય અવશ્ય કંપી ઉઠે છે. તેને પશ્ચાતાપ થાય છે. ગૌડના પુરોહિતને પણ એમ થયું. પરંતુ 'થયું ન થયું થઈ શકે છે!' એમ આપ મેળે આશ્વાસન લેતો તે ગૌડ દેશ પાછો ફર્યો.

૪

# અપર માતાની મીઠી જાળ

વાઘેલી રાણી પોતાના ઓરડામાં વિચારલીન બેઠી હતી. તે ઘડીકમાં ઉઠતી હતી અને ઘડીકમાં બેસતી હતી. તેના વદન પર પ્રગટતા ભાવો ઉપરથી એ કોઈકના આગમનની પ્રતિક્ષા કરી રહી હોય તેમ જણાતું હતું. એટલામાં જગદેવ આવતો દેખાયો તે, સ્વસ્થ બની અને તેણે તેના વદન પર કંઈક ગંભીરતા ધારણ કરી. જગદેવે ઓરડામાં પ્રવેશ કર્યો કે તરતજ તેણે કહ્યું, 'કેમ જગદેવ! તું આવ્યો ભાઈ? આવ બેસ.'

જગદેવે પોતાની બેઠક લેતાં કહ્યું. 'હા, માતાજી, કોઈ દિવસ નહિ અને મને આજે જ કેમ અચાનક બોલાવ્યો?'

'ભાઈ, તું અહિં કયારે આવ્યો અને મેં તને કયારે ન બોલાવ્યો? હું તારી અપરમાતા એટલે મારા પ્રતિ તને સ્નેહ કયાંથી હોય?" મોં પર દાવકાશ રાખી તેણે કહેવા માંડયું, 'બાકી, મારે મન તો રણધવળ અને તું બન્ને સરખા જ છો.'

જગદેવ નિરુત્તર રહ્યો.

વાઘેલી રાણીએ જગદેવને ઉદ્દેશી કહ્યું, 'જો ભાઈ, કાલે રણધવળની જાન જવાની છે. તને ખબર તો છે ને?'

'હા, માતાજી.'

'તારે પણ જાન સાથે જવાનું છે. માટે તું તૈયાર થજે.' વાઘેલી રાણીએ કહ્યું.

'માતાજી.........'

'હા, કેમ અટકી ગયો ભાઈ! તારે જે કહેવું હોય તે મને નિઃસંકોચ કહે.'

'માતાજી! મારી પાસે પહેરવા નથી સારાં વસ્ત્ર કે નથી અલંકાર. હું આવા વેશે જાનમાં જાઉં તો જાન લજવાય. તેના કરતાં તો હું ન જ જાઉં એ વધારે સારું છે.'

'જગદેવ જાનમાં નહિ આવે તો રણધવળનાં લગ્ન અટકી પડશે.' ગાડ દેશથી આવેલા સંદેશાના શબ્દો–જગદેવ જાનમાં જવાની ના પાડતાં જ વાઘેલી રાણીના કાનમાં ગુંજી રહ્યા. તે સહેજ ગંભીર બની અને પછી તેણે કહ્યું, 'અહોહો! એમાં શું ભાઈ! એ તો હું તને હમણાં જ અપાવું છું,' એમ કહી તેણે જગદેવ માટે સારામાં સારાં વસ્ત્રાલંકાર અને તેને બેસવા માટે એક તેજસ્વી ઘોડો લાવી આપવા આજ્ઞા કરી.

વાઘેલી રાણીની આજ્ઞા પ્રમાણે બધું તરત જ હાજર કરવામાં આવ્યું.

વાઘેલી રાણી જગદેવ સાથે નીચે આવી અને વસ્ત્રાલંકાર તથા અશ્વભેટ આપી હસતા વદને કહ્યું, 'ભાઈ કાલે તૈયાર થજે, હાં.'

'વારૂ,' કહી જગદેવ વાઘેલી રાણીએ આપેલી વસ્તુઓ લઈ ચાલતો થયો.

ગરજવાન વ્યક્તિ ગમે તેટલી ઐશ્વર્યશાળી હોય, તેમ છતાંયે પોતાનું કાર્ય સાધવા માટે તેને અન્યની-પછી તે રાજા હોય કે રંક, ધનવાન હોય કે નિર્ધન, શત્રુ હોય કે મિત્ર-ખુશામત કરવી પડે છે જ.

૫

# હૃદય ઝંખના

**વી**રમતિ ઝગમગાટ મારતા પોતાના ઓરડામાં એક છબીને હાથમાં રાખી તેના પ્રતિ અમિનિષ નયને નિહાળતી કંઈક વિચારલીન બેઠી હતી. દિવાઓના પ્રકાશમાં ઘનઘોર વાદળોમાં વિજળીના ઝબકારાની ઝાંખી પાડતું તેનું વદન કંઈ ઓર દીપી રહ્યું હતું. શૈશવપણું મુકી હવે તેણે યૌવનના ઉંબરે પગ માંડયા હતા. તે હજુ સુધી અવિવાહિતા હતી. તેની દેહલતા ગુલાબશી સુકોમળ અને ગૌર હતી. તેનામાં અજબ આકર્ષણ હતું. તેનું હૃદય પણ દૂધ જેવું સફેદ હતું. તે સદ્‌ગુણની ખાણ હતી. કહો કે કુદરતે બધા સદ્‌ગુણો તેનામાં ઠાંસી ઠાંસીને ભર્યાં હતા. લોકો તેના સૌંદર્યની પ્રશંસા કરતા હતાં.

હાથમાંની છબીને વારંવાર નિહાળતાં તે બોલતી હતી, 'અહા! શું એનું લલાટ વિશાળ છે! શું એની પ્રતિભા છે! અને...અને...એના વદન પર ચમકતી હાસ્યની રેખા કેટલી બધી મોહક છે! ખરેખર, કામદેવ જેવી સંમોહન

ઉપજાવનારી એની મુખમુદ્રા છે. મારા હૃદયમાં આ છબીને નિહાળતાં કેવા ભાવ પ્રગટે છે! ત્યારે શું હું એને ચાહું છું? આ છબી નિહાળતાં મારા હૃદયના ઊંડાણમાં એના પ્રતિ મને તીવ્ર મોહ કેમ પ્રગટે છે?' પછી તે કંઈક ઊંડા વિચારમાં ડુબી ગઈ.

એ છબી હતી જગદેવ પરમારની. તેણે તેની સખી પાસેથી આજે જ એને મેળવી હતી. અને એ છબી નિહાળતાં જ તેનું હૃદય ચોરાઇ ગયું હતું. જગદેવની છબીએ તેના પર કામણ કર્યું હતું. પરિણામે તેને જગદેવની જીવનસહચરી બનવાના કોડ જાગ્યા હતા. તે આમ કેટલોક વખત વિચારલીન બેસી રહી. નિદ્રાથી આંખો ભારે થતાં તેણે જગદેવની છબી પેટીમાં પાછી મૂકી. પરંતુ તેનું હૃદય તો જગદેવને જ ઝંખી રહ્યું હતું. મોડી રાતે તે જગદેવનાં જ સ્વપ્ન નિહાળતી નિદ્રાધીન બની.

બીજે દિવસે પ્રભાતમાં તે વહેલી ઊઠી. તે તેની સખીઓ સાથે દરરોજ પ્રભાતમાં તેની ફુલવાડીમાં રમવા જતી હતી, પરંતુ આજે તેના હૃદયસાગરમાં જગદેવના વિચારોએ તુમુલ યુદ્ધ જગાડયું હતું. એટલે આજે તે એકલી જ તેની ફુલવાડીમાં વહેલી આવી હતી.

વૃક્ષવેલીઓ સાથે અટક્ચાળાં કરતી, ફુલથી લડતી ઝગડતી, ફુલને તોડી હૈયે દાબતી, તેમની સૌરભ લેતી અને તેમની પાંખડીઓને પંપાળતી તે હર્ષઘેલી બની આમતેમ ફરતાં ફરતાં ગાઈ રહી હતી:

ઝંખુ તને જગદેવ
સદાયે, ઝંખુ તને જગદેવ.

વળી પાછી તે ફુલો પ્રતિ એકી નજરે જોઈ રહેતી અને બોલતી હતી:-

ફુલડે ફુલડે જ્યોતિ ઝળકે
ઝળકી ઝગકી દિલડું ચોરે
અંતર તારી ચાહ:-સદાયે...

તે કંઈક વિચારમાં પડી. જાણે કોઈ દિવ્ય સ્વપ્ન નિહાળતી હોય તેમ તેણે તેની આંખો બંધ કરી અને થોડીક ક્ષણ પછી આંખો ઉઘાડી, તે બોલવા લાગી:-

નયન મીચ્યું ત્યાં રમતો નયને,
નયન ખુલે ત્યાં સ્મિત ઝરે છે;
ઉર ઊરનો ઊત્પાત:-સદાયે...

વળી પાછી તે ગણગણવા લાગી. 'અહા'! કેવાં સુંદર પુષ્પો ખીલેલાં છે! દરરોજ જેમને નીરખી મારું હૃદય આનંદથી નાચી ઊઠતું હતું તે મને આજે કેમ નિરસ લાગે છે?..."

વળી પાછી તે વેલીઓ અને વૃક્ષવિટપોને અડપલાં કરતી ફરતાં ફરતાં બોલવા લાગી:—

મનડું મારું વેરાન બન્યું આ,
જીવન ખારું ઝેર બન્યું આ;
દિલડે આંસુની ધાર:-સદાયે ...

ગાતાં ગાતાં તે જળકુંડ નજીક આવી ઉભી રહી. બાલ રવિનું પ્રતિબિંબ જળકુંડમાં પડેલું હતું. રંગબેરંગી માછલાં જળમાં આમતેમ ઉછાળા મારતાં ગેલ કરી રહ્યાં હતાં. માછલાંની ગમ્મતને તે ઘડીભર નિહાળી રહી, અને વળી પાછું કંઇક યાદ આવતાં તે ગાવા લાગી :—

જળહીન જેવાં મત્સ્ય ત્રસે છે,
ત્રસતું અંતર એમ અટુલું;
જરીએ ના તલસાવ,
સદાયે, ઝંખુ તને જગદેવ.

હા...હા...હા...કરતો એક હાસ્યધ્વનિ સંભળાયો. વીરમતિ એકદમ ચોંકી ઊઠી. તેણે તેની પાછળ દ્રષ્ટિ ફેરવી તો તેની બે સખીઓ એક વેલીની ઓથે છુપાઈ તેનું ગીત સાંભળી રહી હતી. તેમને આમ અચાનક દેખી વીરમતિ સહેજ સંકોચ પામી અને બોલી : 'અલિયો, તમને ખબર નથી? કોઈનું કાર્ય ચોરી છુપીથી જોવું એ પાપ છે?'

'પણ...અમે ક્યાં કોઇનું કાર્ય ચોરી છુપીથી નિહાળીએ છીએ. અમે તો તમારા મધુર સ્વરોદ્દે સરતા સંગીતનું અનુપાન કરી રહ્યાં હતાં. હાં...પણ, તમે કોની ઝંખના કરી રહ્યાં હતાં? એક સખીએ વીરમતિને પૂછ્યું.

'હવે તારે તેની શી પંચાત?' વીરમતિ બોલી.

'ના. ના. તો યે? તમે બોલતાં હતાં ને :–' ઝંખુ તને જગદેવ.'

'અલિ! તું યે કેવી ગાંડી છે! આવડી મોટી થઇ

તોયે તને સમજણ ન આવી ? ઘનઘટાઓ છવાય ત્યારે મયુરી ટહુકેજ છે ને ? વસંત આવે ત્યારે પ્રકૃતિ ખીલીજ ઊઠે ને ? તેમ સ્ત્રી યૌવનના ઝુલે ઝુલતી હોય ત્યારે પુરુષ-પ્રિતમનીજ ઝંખના કરે ને ?' વીરમતિને જગદેવની છબી આપનાર સખીએ પોતાની બીજી સખીને ઉદ્દેશીને કહ્યું.

'અલિ ! એવું ઘેલું ન બોલ. મને એવું નથી ગમતું.' સ્ત્રીસુલભ સ્વભાવાનુસાર વીરમતિએ કહ્યું. પરંતુ બીજીજ ક્ષણે તેણે તેની સખીને પૂછયું, 'તેં જગદેવને જોયા છે ?'

'હા, હા.' તેની સખીએ કહ્યું. 'એના વદનની પ્રતિભાજ કંઈ ઓર છે. એના અણુએઅણુમાં વીરત્વનાં તેજ ચમકે છે. એના સુડોળ શરીરમાં અજબ કામણ...'

'બસ. બસ. હવે મારે નથી સાંભળવું, તેની સખીના પ્રતિશબ્દે હજારો વીંછીના ડંખશી વેદના વીરમતિને તેના હૃદયમાં લાગતાં તે વચ્ચે જ બોલી ઉઠી. તેનાં નયન સમક્ષ જગદેવની છબી તરવરવા લાગી. તેનું માથું ભમવા લાગ્યું. બેહોશ બની તે એકદમ ભોંય પર પડી ગઈ.

વીરમતિની આમ અચાનક સ્થિતિ થતાં તેની સખીઓ ગભરાઇ ગઈ. એક સખી પોતાની સાડીના છેડાવતી બેભાન વીરમતિને પવન ઢાળવા લાગી અને બીજી સખી પાસેના જળકુંડમાંથી પાણી લાવી વીરમતિના વદન પર છાંટવા લાગી. થોડીક સારવાર પછી વીરમતિ ભાનમાં આવી. તેની સખીઓ તેને ટેકો આપી ને હળવે હળવે તેના નિવાસસ્થાને લઇ ગઈ અને પછી પોતપોતાને ઘેર ચાલી ગઈ.

બરાબર ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી વીરમતિ વિરહના અંગારઝરતા તાવે તપી. કેટલાએ ભુવા અને જતિ બોલાવ્યા; કેટલાએ દોરાધાગા કરાવ્યા, કેટલીએ માતાઓની માનતાઓ માની, પરંતુ તેનો તાવ કેમે કર્યો ઉતરે જ નહિ. વિરહી હૃદય તેની અભિલાષા ફળિભુત ન થાય ત્યાં સુધી બાહ્ય કે ખોટા ઉપચારોથી ઓછું શાન્ત બને છે? વીરમતિ બેભાન-અવસ્થામાં કોઈ કોઈ વખત બોલી ઊઠતી. 'અહા ! શું એની છટા છે! જગદેવ, વ્હાલા જગદેવ, તું કયારે મળીશ? જગદેવ! જગદેવ!'

રામનામની ભજનધુન લગાવનાર કોઈ ભક્તની જેમ આજે વીરમતિ જાણે જગદેવ જ તેનો ભગવાન હોય તેમ 'જગદેવ! જગદેવ!' એમ વારંવાર બોલી ઊઠતી હતી. દરરોજ કરતાં એ દિવસે તેની સ્થિતિ ગંભીર હતી. સારાયે રાજમહેલમાં શોકની વાદળી છવાઈ ગઈ હતી. રાજા રાણી અને તેના ભાઈના હૃદયમાં કંઈકંઈ વિચારોની ગડમથલ ચાલી રહી હતી.

વીરમતિ જગદેવને ચહાય છે તેવું વીરમતિની સખીઓ પાસેથી રાણીએ જાણી લીધું હતું. વીરમતિના જીવનની ગંભીર સ્થિતિ થતાં તે તેની પાસે ગઈ અને બોલી 'વીરૂ!' વીરમતિનું લાડઘેલું એ ટુંકું નામ હતું.

'હાં.. કોણ જગદેવ! તમે આવ્યા?'

'ના વીરૂ. એ તો હું તારી મા.'

'મા...' તે રડી પડી.

'વીરૂ! રડ નહિ, જરા શાન્ત થા. સ્વસ્થ થા. આવું

તે હોય ?' રાણી કહેવા લાગી. તારે જગદેવજ જોઈએને ?'

'હા, જગદેવ, ક્યાં છે એ ?' વીરમતિ ગાંડાની જેમ બોલતી હતી.

'વીરૂ ! ગાંડી વીર ! જો સાંભળ. હું તને ફક્ત એકજ અઠવાડિયામાં જગદેવનો મેળાપ કરાવી આપીશ. હું તને તેની સાથેજ પરણાવીશ. હવે બસ ? પરંતુ તું જરા ડાહી થા. આવી ઘેલછા તે હોતી હશે ?' રાણીએ પુનઃ કહ્યું.

સંજીવની છાંટતાં શબ જેમ એકાએક ઉભું થાય તેમ જગદેવ સાથે પરણાવવાનું વચન માતા તરફથી મળતાંજ વીરમતિનું વિરહી હૃદય શાંત થઈ ગયું. તેણે ધીરે ધીરે અંબુજશાં પદ્મ ઉઘાડ્યાં, અને આમતેમ નજર કરતાં તે બોલી, 'મા, તું આજે અહિં મારી પાસે કેમ બેઠી છે ? અને આ શું ! રાજમહેલનાં બધાંયે માણસો કેમ અહિં એકઠાં થયાં છે ? બધાંના મોં પર શોકની છાયા કેમ તરવરે છે ? કંઈ અશુભ થયું છે કે શું ?' પોતાની પૂર્વવત્ સ્થિતિનો ખ્યાલ ન હોતાં વીરમતિએ તેની મા પ્રતિ ઉપરાઉપરી પ્રશ્નોની ઝડી વરસાવી.

'વીરૂ ! એ તો અમસ્તાં જ. તને સહેજ તાવ આવ્યો હતો એટલે સૌ તને જોવા આવ્યાં છે.' સંક્ષિપ્ત અને ગોળ ગોળ જવાબ આપી રાણી વીરમતિના ખંડમાંથી ત્વરિત ગતિએ બહાર ચાલી ગઈ. સૌ એક પછી એક વીખરાઈ ગયાં.

૬

# આશા ફળી

ટૂંકટોડામાં ત્યારે ડાકચાવડાના વંશજો રાજ કરતા હતા એ સમયે ટુંકટોડામાં રાજ રાજજીનો અમલ હતો, પરંતુ તે આંધળો હોવાથી તેણે તેની હયાતિમાંજ તેના કુંવર બીરજજીને રાજકારભાર સોંપ્યો હતો. રાજજીને ફક્ત બે જ સંતાન હતાં. એક બીરજજી અને બીજું વીરમતિ. બીરજજી બાહોશ અને અક્લમંદ પુરૂષ હતો. વીરમતિ પણ કૌશલ્યનિપુણ હતી. ક્ષત્રિય મર્દાનગીની રમતો અને ઘોડે-સ્વારીની તેણે સારી તાલીમ લીધી હતી. ભયની તેને જરાયે પરવા ન હતી. તે અબળા નહિ પરંતુ ખરેખર સબળા હતી.

વીરમતિ જગદેવ સાથે પરણવા ચાહે છે એ હકીકતની જાણ થતાં તેનો વિવાહ સંબંધ જગદેવ સાથે કરવા શ્રીફળ લઈ રાજપુરોહિતને ધારાનગર મોકલવાનો વિચાર કરવા એક ખાસ સભા સાંજના બોલાવવામાં આવી હતી. કસુંબો તૈયાર થઇ રહ્યો હતો, એ દરમિયાન એક બારોટ જગદેવનાં રૂપગુણની પ્રશંસા તેની રસઝરતી વાણીમાં કરી રહ્યો હતો.

આખીયે સભા બારોટને એકચિત્તે સાંભળી રહી હતી. એવામાં એક અનુચરે સભામાં આવી રાજાની 'જે' પોકારી.

'કેમ, રૂપસિંહ, શા સમાચાર છે?' બીરજજીએ પૂછ્યું. રૂપસિંહ ટુંકટોડાનો એક ગુપ્ત અનુચર હતો.

'મહારાજ, ધારાનગરીના રાજા ઉદયાદિત્યના કુંવર રણધવળની જાન ગૌડ દેશ જાય છે. સાથે જગદેવકુંવર અને અન્ય સરદારો પણ છે. તેઓ આજ રાત્રે આપણા શહેરની પાધરે વડલા નીચે રાતવાસો કરવાના છે, એવું તેમની માંહોમાંહે થતી વાતચિત દરમ્યાન મારા જાણવામાં આવ્યું છે.'

'સારૂ,' કહી બીરજજીએ રૂપસિંહને રજા આપી.

જગદેવ સાથે વીરમતિના વિવાહની વાત ચાલતી હતી એવામાં જ અણધારી રીતે જગદેવના આગમનથી સઘળા દરબારીઓને જગદેવ વીરમતિના વિવાહ સંબંધમાં પ્રભુનો કંઈક ગુપ્ત સંકેત હોય તેમ જણાયું. સઘળાઓએ વીરમતિનું લગ્ન જગદેવ સાથે કરવા માટે અનુમતિ આપી અને જગદેવનું સારું સન્માન કરવાને જણાવ્યું. પછી સૌ કસુંબાપાણી લઈ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

બીરજજી સીધા રાજમહેલમાં ગયા. તેમણે જગદેવનો સત્કાર કરવા માટે સામે જવા તૈયારી કરવા માંડી. એક વિશાળ અને મહાકાયી હાથી પર સોનાની અંબાડી ગોઠવાઈ. જાનનું જેમ સામૈયું થતું હોય તેમ વાજીન્ત્રો સહ બીરજજીની સવારી નીકળી. હાથીના પગે ઘુઘરમાળો બાંધી હતી. કોઈ નર્તકીના ઠમકારે ઝાંઝરનો કર્ણમધુર સ્વર ગુંજી ઊઠે તેમ હાથીના ડગલે ડગલે ઘુઘરમાળોના

મિશ્ર સ્વર અનિલ લહરિઓ સહ ગુંજી રહેતા હતા. હાથીના કંઠમાં હીરા, માણેક અને સોનાની માળાઓ લટકતી હતી. પુષ્પમાળાઓ વડે હાથીનું આખુંએ શરીર મઢી લીધું હતું. બીરજજીની સ્વારી, હાથીની ભવ્યતા અને મોહકતા વડે શોભી રહી હતી. તે શહેરની પાધરે વડલા નીચે આવ્યા ત્યારે સામેથી રણધવળની જાન આવી રહી હતી.

સંધ્યાનો સમય હતો. આથમતા સુરજદેવનાં સુરેખ કિરણો રણધવળની જાનના પ્રત્યેક માણસના વદન પર નવીન તેજ સિંચી રહ્યાં હતાં. તે બધામાં જગદેવ જુદો જ તરી આવતો હતો. તેની છટા, તેનો સહેજ શ્યામ છતાંયે ગોળ અને ભરાવદાર ચહેરો એ સમયે વધુ આકર્ષક જણાતો હતો. જાન વડલા નજીક આવી પહોંચી. બીરજજી હાથી ઉપરથી નીચે ઉતર્યા અને આવેલા માણસોને પોતાના મહેમાન કરી તેમનું સહર્ષ સુંદર સ્વાગત કર્યું.

બીજે દિવસે પ્રભાતમાં રાજમહેલમાં, તેમજ આખાએ નગરમાં આનંદનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું. લોકોએ બારી અને બારણાં, જાળી અને અટારી, ફુલમાળાઓ અને આસોપાલવનાં પાંદડાંના તોરણોથી શણગાર્યાં હતાં. હંમેશ કરતાં એ દિવસે નગરની શોભા કંઈ ઓર હતી. દરરોજ કરતાં આજે દરબાર વહેલો ભરાયો હતો. સૌ વહેલા વહેલા આવી પોતપોતાના નિયત સ્થાને ગોઠવાઇ ગયા હતા. થોડીકજ વારમાં રાજજી અને બીરજજી દરબારમાં આવવાની છડી પોકારાઇ. સૌએ ઉભા થઇ, રાજાને સલામી ભરી, પછી સૌ આતુરવદને નીચે બેઠા.

રાજપુરોહિત હજુ દરબારમાં આવ્યા ન હતા. તેમના આગમનની રાહ જોવાઈ રહી હતી. એટલામાં જ સામેથી ઉતાવળે ડગલે તે આવતા જણાયા. તેમના હાથમાં ટીપણું હતું. તે મધ્યમ કદના હતા, પરંતુ તેમનું મોં ભરાવદાર હતું. મોં પર બ્રહ્મત્વનું તેજ ચમકતું હતું. રાજપુરોહિત હોવા છતાંએ કોઈ મુત્સદ્દી પુરુષની ઝાંખી કરાવતો તેમનો દેખાવ હતો. તેમણે દરબારમાં આવી રાજાને પ્રણામ કર્યા અને પછી તેમની જગાએ તે બેસી ગયા.

'રાજપુરોહિતજી !' બીરજજીએ કહ્યું.

'જી ! શી આજ્ઞા છે મહારાજ ?' રાજપુરોહિતે નમ્ર ભાવે કહ્યું.

'જુઓ, વીરમતિબેનનાં લગ્ન જગદેવજી સાથે આજે જ કરવાં છે. સારું મૂહુર્ત કયારનું છે તે જુઓને ?' બીરજજીએ આજ્ઞા કરી.

બધા દરબારીઓ રાજપુરોહિત સામે નિહાળી રહ્યા. રાજપુરોહિતે ટીપણું ઉઘાડયું. આંગળીના વેઢાઓ પર ગણતરી કરી અને પછી કહ્યું. 'મહારજ, આજ સાંજના ગોરજ સમયે લગ્ન માટે સારામાં સારું મૂહુર્ત છે.'

લગ્નમૂહુર્ત નક્કી થયા પછી દરબાર વીખરાઈ ગયો. રાજમહેલમાં વીરમતિનાં લગ્નની ધામધૂમ સાથે તૈયારીઓ થવા માંડી. વીરમતિને પીઠી ચોળાવી, ગણેશ બેસાર્યા, એ પ્રમાણે લગ્નની સઘળી પ્રાથમિક ક્રિયાઓ કરી મુકી, પછી જગદેવ-રણધવળ અને બીજા સરદારોને પોતાને ત્યાં ગોઠવેલી મિજબાનીમાં પધારવા બીરજજીએ કહેણ મોકલ્યું.

દિવસના ચોથા પ્રહરની શરૂઆતનો સમય હતો. રાજ્યના સરદારો તથા નગરના સદ્‌ગૃહસ્થો આવી ગયા હતા. મહેમાનોના આગમનની રાહ જોવાતી હતી. એટલામાંજ મહેમાનોની પધરામણી થઈ. બીરાજજીએ જાતે તેમનું સ્વાગત કર્યું, પછી મિજબાની શરૂ થઈ. વચ્ચે વચ્ચે ચારણોની અલકમલકની હેરત ભરેલી વાતો અને રમુજી ટુચકાઓ વડે મિજબાનીમાં કંઈ ઓર રંગત જામી. એકત્ર થયેલા સઘળા માણસોના હૃદયમાં આનંદની છોળો ઊછળી રહી હતી. હાસ્યવિનોદ, માર્મિક વાર્તાલાપ અને ગમ્મત સાથે મિજબાની પૂરી થઈ, એટલે બીરજજીની આજ્ઞાનુસાર રાજપુરોહિતે જગદેવ સમીપ આવી તેમના હાથમાં શ્રીફળ આપ્યું, અને જણાવ્યું; ' અમારા રાજાની બેન વીરમતિબાનો વિવાહ આપની સાથે કર્યો અને પછી આવેલા મહેમાનોને ઉદ્દેશી તેમણે કહ્યું. 'લગ્ન પણ આજે ગોરજ સમયે રાખ્યું છે; માટે આપ સૌ જગદેવજી સાથે રાજમહેલે પધારો.'

' પરંતુ, રણધવળનાં લગ્ન વસંતપંચમીના રોજ લેવાનાં છે, એટલે અમે અત્યારેજ અહિંથી નીકળીએ છીએ. પાછા વળતાં જગદેવનું લગ્ન લઈએ તો શો વાંધો ? ' મહેમાનોમાંથી એક જણે કહ્યું.

' પરંતુ આજે તો ત્રીજ થઈ. હવે તમારે ક્યાં બહુ દૂર જવાનું છે ? અહિંથી ફક્ત એકજ દિવસનો રસ્તો છે. કાલે સવારે જ વહેલી પરોઢના તમે બધા અહિંથી જજોને ? ' રાજપુરોહિતે કહ્યું.

બહુ રકઝક પછી મહેમાનોએ રોકાવાનું મુનાસબ ધાર્યું.

અને પછી વીરમતિ તથા જગદેવનાં લગ્ન પૂરેપૂરી ધામધુમથી ઊજવાયાં.

વીરમતિને પાછા વળતી વખતે સાથે તેડી જવાનું કહી, રણધવળની જાન બીજે દિવસે વહેલાં–પ્રભાતમાં ગૌડ પ્રતિ ચાલી નીકળી, ગૌડદેશના રાજાએ પોતાની નહિ તો પોતાના ભાયાતોની એક દીકરી જગદેવ સાથે પરણાવવા નક્કી કર્યું હતું. પરંતુ જગદેવનાં લગ્ન થઈ ગયેલાં જાણી, જગદેવ જેવા વીરપુરુષ સાથે પોતાનો નિકટનો સંબંધ જાળવી રાખવાની તેની આશા અફળ ગઈ. તેણે બે ત્રણ દિવસ જાનને રોકી અને તેમની ખૂબ સેવા ચાકરી કરી અને પોતાની કુંવરીનાં લગ્ન રણધવળ સાથે પોતાના રિવાજ મુજબ ખૂબ ઠાઠમાઠથી કર્યાં; પછી જમાઈને મોટી પહેરામણી આપીને જાનને સહર્ષ વિદાયગિરી આપી.

જાન પાછી ટુંકટોડા આવી અને વીરમતિને રથમાં બેસાડી સાથે લીધી. પછી સૌ ઘેર પાછા આવ્યા. જગદેવનાં લગ્ન વીરમતિ સાથે થયેલાં જાણી વાઘેલી રાણીના હૃદયમાં હળાહળ ઝેર રેડાયું પરંતુ, કુદરત જ જગદેવને લાભદાયક નીવડી હતી ત્યાં તે શું કરી શકે?

૭

# જેમાં બક્ષિસો પાછી લેવાય છે!

**વસંતોત્સવથી** પણ વધે એવો આજે ધારાનગરીમાં ઉત્સવ હતો. દીર્ઘકાળપર્યંત કઠિન તપશ્ચર્યા કર્યા પછી ઇષ્ટ-સિદ્ધિ પ્રાપ્ત થાય અને જેવો આનંદ થાય, તેવો આનંદ આજે ધારાનગરનાં લોકોમાં હતો. બાર વરસ જેટલા લાંબા કાળ પછી માંડવગઢના રાજાની તહેનાતમાંથી ઉદયાદિત્ય પોતાની રાજ-ધાનીમાં પાછો ફરતો હતો. બાળક, કોકિલ કે ગુલાબ માણસને જેટલાં પ્રિય છે તેટલોજ રાજા–જો તે પ્રજાપાલક હોય તો લોકોને પ્રિય હોય છે.

દરબાર ચિકાર ભરાઈ ગયો હતો. લોકો હજુએ આવે જતા હતા. સૌ પોતપોતાની જગ્યા કરી જ્યાં ત્યાં બેસી જતા હતા. ઉદયાદિત્યના આગમનની સૌ રાહ જોઈ રહ્યા હતા. અડધો એક કલાક થયો એટલે ઉદયાદિત્યની દરબારમાં પધરામણી થઈ. સૌએ ઉભા થઈ સલામી આપી. શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ રાજાને નવવિધ ભેટો ધરી. ભાટચારણોએ રાજાનાં સ્તુતિગાન ગાયાં. પછી સૌ શાંત થઈ ગયા.

ઉદયાદિત્યે સર્વેનો આભાર માન્યો. પછી તેણે દરબાર પર એક દ્રષ્ટિ ફેરવી જોઈ. તેણે એક નિશ્વાસ નાખ્યો. પ્રજાનું આટલું માન, લોકોમાં તેના માટે આવડો બધો ઉત્સાહ છતાં તેને કંઈક ઉણપ જણાતી હતી. તેણે પુનઃ ધારીધારીને દરબાર પ્રતિ દષ્ટિ ફેરવી જોઈ. તેની આંખો જગદેવને શોધી રહી હતી. જગદેવ ત્યાં ન હતો. તેણે રણધવળને પૂછ્યું, 'જગદેવ કેમ આવ્યો નથી ?'

'પિતાજી ! તેનાં લગ્ન થયા પછી તે દરબારમાં બિલકુલ આવતો જ નથી.' રણધવળે કહ્યું.

ઉદયાદિત્યે જગદેવને તાત્કાલિક બોલાવી લાવવાની આજ્ઞા કરી.

થોડીકવાર પછી જગદેવ દરબારમાં આવી પહોંચ્યો. તેણે ઉદયાદિત્યને હસ્તે મુખડે પ્રણામ કર્યાં. ઉદયાદિત્યે તેને પોતાની પાસે સપ્રેમ બેસાડયો અને પૂછ્યું ' ભાઈ ! હજુએ તું એવો ને એવો જ રહ્યો કે ? તને જોઈએ તેટલા પૈસા અને દરરોજ વાપરવા માટે બે રૂપીયા આપવા હુકમ કરેલો છે, છતાંયે તું આવાં કપડાં પહેરે છે ? આવું તને શોભે કે?'

'પિતાજી !" જગદેવે કહ્યું: "મને તો તમારો પ્રેમ જ પૂરતો હતો, પરંતુ તમે મારા પર મોટી કૃપા કરી હતી. મેં તે વખતે જ ના પાડી હતી. પરંતુ તમે એ સમયે મારું કથન માન્યું ન હતું. તમારા ગયા પછી મારાં પૂજનિય અપર માતુશ્રીએ તમે કરેલો હુકમ રદ કર્યો એટલે હું ગરીબ, એવો ને એવો જ રહું ને ?'

જગદેવના આ કથનથી ઉદયાદિત્યને શોક થયો. તેની ગેરહાજરી દરમિયાન જગદેવની કાર્યનીતિ અને વિવેકબુદ્ધિની સુવાસ, જે ચોતરફ ફેલાઈ હતી તે તેણે માંડવગઢમાં રહીને સાંભળી હતી. માંડવગઢમાં પણ જગદેવનાં યશોગાન ગવાતાં હતાં, તે સાંભળી, તેના હૃદયમાં આનંદની શેરો ફૂટતી હતી. તેને સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ હતી કે જગદેવ, વીર પુરુષ થશે. જગતમાં મને ઊજ્જવળ કરશે અને ત્યારથીજ તેનામાં જગદેવ પ્રતિ ખૂબ માન અને સ્નેહ વધી ગયાં હતાં. તેણે પોતાના શરીર પર પહેરેલા બધા સુવર્ણાલંકારો તથા રત્નજડિત તરવાર જગદેવને ભેટ આપ્યાં.

જગદેવે ઉભય હસ્તે નમન કરી એ ભેટનો સહર્ષ સ્વીકાર કર્યો. પછી કહ્યું, 'પિતાજી! તમે મને આ બધું ભેટ આપ્યું, પરંતુ મારાં અપર માતાજી આ બધી ચીજો પાછી લેવા જક કરશે તો પણ હવે હું પાછી નહિ આપું.'

'વાઘેલી તો કહે.' ઉદયાદિત્યે કહ્યું. 'તું મને રણધવળથી યે વધારે પ્રિય છે. મેં તને ભેટ આપી છે. વળી તારે બેસવા માટે મારી સ્વારીનો ઘોડો છે એ પણ હું તને આપું છું.'

ઉદયાદિત્યે પોતાનો ઘોડો મંગાવી જગદેવને સપ્રેમ એ પણ ભેટ આપ્યો.

જગદેવ બધી વસ્તુઓ લઈ સાનંદ પોતાના ગૃહપતિ પાછો ફર્યો.

દરબાર વીખરાયો. એટલે સૌ ચાલ્યા ગયા. ઉદયાદિત્ય

વાઘેલી રાણીને મળવા ચાલ્યો. નવપરણિત દંપતી, વિરહની કેટલીક રાત્રીઓ પછી પુનઃ મળે અને જેટલો આનંદ તેમને થાય તેટલો જ આનંદ ઉદયાદિત્યના હૃદયમાં એ સમયે થઈ રહ્યો હતો. 'મૃગશાં વિશાળ અને તીક્ષ્ણ નયનો. વસંતમાં ખીલેલાં પુષ્પશાં સ્તન મંડળ, સિંહણશી કટિમેખલા, શશી શું શુભ્ર અને તેજસ્વી વદન, ભવ્ય લલાટ, અહા ! કેવી એ સૌંદર્યમયી છે ! પ્રેમ, સૌંદર્ય અને મધુરતાની એ ખરેખર અલકત્રિવેણી જ છે. મને જોતાં જ એ કેવી આનંદમાં આવી જશે ! એના વિરહે મારું હૃદય કેવું નિરસ થઈ ગયું હતું ! હવે પાછું એ રસિક બનશે !' આમ અનેક તર્ક વિતર્કો કરતો ઉદયાદિત્ય વાઘેલીના મહેલે પહોંચ્યો.

વાઘેલી રાણી રાજાને સત્કારવા સામે ન આવી; એટલુંજ નહિ પણ તેને સત્કારવા કોઈ દાસદાસી પણ ત્યાં હાજર ન હતું. રાજાએ સેવેલા મનોરથો આમ પ્રારંભમાં જ તુટી પડવા લાગ્યા. તેને પાછા જતા રહેવાનું મન થઈ ગયું. પરંતુ હૃદયના છેક ઉંડાણમાંથી ઉદ્ભવતા પ્રેમનાં સ્ફુલીંગોએ તેને તેમ કરતાં રોકયો. બહુજ લાંબી મજલ કાપ્યા પછી શ્રમિત થએલા પાન્થની માફક ડગમગતા પગે તે ડગલાં ભરતો વાઘેલી રાણીના શ્રૃંગારખંડ પાસે જઈ પહોંચ્યો. તેણે ખંડમાં એક દ્રષ્ટિ ફેંકી. વાઘેલી રાણી એક તકીઆ પર માથું રાખી રડી રહી હતી.

હાસ્યને બદલે રૂદન ! પ્રેમને બદલે રોષ ! વાઘેલી રાણીની આવી રીતભાતથી તે સહેજ દુભાયો. તેણે ખંડમાં પ્રવેશ કરતાં કહ્યું, 'રાણીજી ! રૂદન શા માટે ?'

પ્રત્યુત્તરને બદલે રાણી ડુસકાં ભરી ભરી વધારે રડવા લાગી.

વાઘેલીના એક એક અશ્રુબિન્દુએ રાજાનું હૃદય વલોવાઈ જતું હતું. તે હળવેથી વાઘેલીની પાસે ગયો, તેનું માથું ઉંચું કર્યું અને તેનાં નયન સાફ કરતાં તે બોલ્યો. 'રાણીજી! આવી તે ગાંડાઈ હોતી હશે? હું વિરહની કૈં કૈં વેદનાઓ સહન કરી તમને દીર્ઘકાળ પછી મળવા આવ્યો ત્યારે મારો કેવળ આંસુઓ વડે જ સત્કાર કર્યો! તમારી આ રીતભાતથી મારા હૃદયમાં શી વ્યથા થતી હશે? એ તમે કયાંથી જાણો?'

'તમારા હૃદયમાંથી મારા પ્રતિ ઝરતાં સ્નેહબિંદુઓ અદૃશ્ય થઈ ગયાં હોય એમ મને લાગે છે,' રાણીએ કટાક્ષમય રીતે કહ્યું.

'હેં!' ઉદયાદિત્યે સાશ્ચર્ય કહ્યું. તમે શું બોલો છો! જો એમ જ હોય તો હું અહિં આવુંજ શા માટે? પતંગ અને દીપક જેટલી જ મારી ચાહના તારા પ્રતિ છે. આ હું અસત્ય નથી બોલતો!'

'ના. ના. તમે અસત્ય કયાં બોલો છો? તમે તો સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર છો!' રાણીએ પુનઃ કટાક્ષ સ્વરે કહ્યું.

'રાણીજી!' વિરહથી બળતા હૃદયને શાન્ત કરવાનું મૂકી તમે મને કટાક્ષ કરી કરી મારું હૃદય ભગ્ન કરશો, એવી જો મને પહેલેથી જ ખાત્રી હોત તો હું અહિં

આવત જ નહિ. મેં એવું શું કર્યું છે? મેં તમારું એવું શું છીનવી લીધું છે? મને કંઈ કહેશો કે બસ એમને એમ જ બોલ્યા કરશો?'

'છીનવી લીધું તો કંઈ નથી, પરંતુ છીનવી લેવા જેવું જ તમે કામ કરી રહ્યા છો! રાજગાદીનો વારસ, મારો રણધવલ—જે રાજચિન્હ તલવાર અને રાજસ્વારીના ઘોડાનો ખરો હકદાર છે—તેને મૂકી તમે જગદેવને એ ભેટ આપી દીધાં! શું તે બરાબર છે? જ્યારે તમે એ ચીજો જગદેવ પાસેથી પાછી લાવી મને સોંપશો, ત્યારે જ હું તમારી સાથે બોલીશ અને ખાઈશ.' રાણીએ પોતાનો મક્કમ નિર્ણય જણાવ્યો.

'પણ...એ આપ્યાં એથી શું? એનાથી યે વધારે સારાં હું રણધવલને માટે લાવી આપીશ.' ઉદયાદિત્યે કહ્યું.

'નહિ, મારે તો એ જ જોઈએ. એ નહિ મળે ત્યાં સુધી, મારી પાસે સ્નેહની યાચના કરવી એ આકાશ કુસુમવત્ છે.' રાણીએ પુનઃ પોતાનો મક્કમ નિર્ણય જાહેર કર્યો.

વીજળી પડે ને જેમ કોઈ પણ ચીજના ચૂરેચૂરા થઈ જાય તેમ વાઘેલી રાણીના વચને રાજાનું હૃદય છિન્નભિન્ન થઈ ગયું. પ્રેમઆશાના હૃદયમાં ચણેલા મિનારાઓ એકદમ તૂટી પડયા. ભગ્ન હૃદયે અને નિરાશ વદને તે પોતાના નિવાસે પાછો ફર્યો.

પરંતુ વિરહવેદનાથી જલતું હૃદય એમ ઓછું તેને

જંપવા દે એમ હતું ? તેનું મન ભમવા લાગ્યું. વિચારોની હારમાળા તેના મનમાં ચાલવા લાગી. 'મેં જગદેવને ભેટ આપી. શું ભેટ આપેલી ચીજ પાછી લેવાય ? ના, ના. કદાપિ નહિ. જે ચીજ પોતાના હાથે ભેટ આપી તે પાછી લેવાય જ કેમ ? અરે ! પણ જગદેવ મારો પુત્ર છે. પુત્ર પાસેથી પિતા આપેલી વસ્તુ પાછી લે એમાં કંઈપણ વાંધો નથી. લાવ, જગદેવને બોલાવું તો ખરો ? એ મારું કહેવું માનશે જ.'

તેણે જગદેવને બોલાવી લાવવા પ્રતિહારને આજ્ઞા કરી.

થોડીક વાર પછી જગદેવ રાજા પાસે આવી પહોંચ્યો. તેણે કહ્યું, 'પિતાજી મને કેમ બોલાવ્યો ?'

'ભાઈ ! તું આવ્યો ?'

'હા, પિતાજી !'

'અહિં આવ.' રાજાએ કહ્યું.

જગદેવ તેની સમીપ ગયો. ઉદયાદિત્યે જગદેવના મસ્તક ઉપર વહાલપૂર્વક તેનો હાથ ફેરવતાં કહેવા માંડ્યું; 'જો, ભાઈ ! આજે મેં તને જે ભેટ આપી છે, તે તું મને પાછી આપ. વાઘેલી રાણી જીદ્દી છે. એ ચીજો તેને જોઈએ છીએ. એ ચીજો તેને ન મળે ત્યાં સુધી તેણે અનશન વ્રત ધારણ કર્યું છે. તું સમજુ છે. હું તને એવીજ—એનાથીયે વધુ સારી—બીજી ચીજો ભેટ આપીશ.'

'પિતાજી !' જગદેવે કહ્યું. 'મેં તમને પહેલેથી જ

ના કહી હતી, છતાં તમે મને એ ચીજો ભેટ આપી હતી. હવે તમારાથી એ પાછી લઇ શકાય કે?

'ભાઈ! જગદેવ! શું કરું?' ઉદયાદિત્યે કહ્યું. 'રાણીએ સ્ત્રી હઠ લીધી છે. જો હું તેને એ ચીજો ન આપું તો સ્ત્રી હત્યા થાય એમ છે. બીજી બાજુ તને આપેલી ભેટ પાછી લઉં એ પણ ન્યાયી તો ન જ કહેવાય. મારા પર એક ધર્મસંકટ આવી પડ્યું છે. એમાંથી મને બચાવનાર હવે તો તું જ છે!'

આમ કેટલાએ સંવેદન અને સમજુતી પછી જગદેવે પોતાને મળેલી ભેટની ચીજો–બધીયે ચીજો–રાજાને પાછી આપી દીધી. હવે તેના હૃદયમાં કંઈ કંઈ થવા માંડ્યું. તેને અહિં રહેવું એ હિણપદ ભરેલું લાગવા માંડ્યું. તે ત્વરિત ગતિએ ઘેર પહોંચ્યો. સ્વગૃહે જઈ, ભાગ્ય જોરે જગત જીતવા પરદેશ જવાની આજ્ઞા તેણે તેની માતા સમક્ષ માગી.

## ૮

# વસમી વિદાય

'માતાજી!'

'હાં. બેટા જગદેવ!'

'માતાજી! હું જાઉં છું. મારા માટે હવે અહિં રહેવું અશક્ય છે. દેશેદેશ ફરીશ, કોઇની ગુલામી કરીશ, પરંતુ જ્યાં સ્વમાન જળવાય નહિ એવા પિતૃગૃહે તો હું હવે નહિ જ રહું. હું વીર છું. મારામાં શક્તિ છે. તો પછી હું શા માટે કોઇનું ઓશિયાળું જીવન જીવું?'

'બેટા, પ્રભુએ આપણુને આવું જીવન આપ્યું, તો હવે આ રીતે જ સુખ દુઃખ વેઠી જીવન પુરું કરો. બીજે જઈને પણ તું શું કરીશ??'

'માતાજી! માણુસે નિરાશાવાદી શા માટે થવું જોઈએ! જીવન સાહસોથી ભરપૂર છે, તો હું શા માટે સાહસ ન ખેડું? માતાજી! તમે કેમ ભૂલો છો! બેઠેલાનું નશીબ

બેઠેલું જ રહે છે અને ફરવાનું નશીબ ફરે છે. પરમેશ્વરે મને બળ, બુદ્ધિ અને સાહસ આપ્યાં છે, તો પછી, હું શા માટે તેમનો ઉપયોગ ન કરું? ખોટો સંતોષ માની અથવા નિરાશાવાદી બની બેસી રહું તો હું અકર્તવ્યનિષ્ઠ કહેવાઉં. મારું જીવન એળે વહી જાય.'

'બેટા! તું હજુ બહુ નાનો છે. પરદેશ ખેડતાં કેટલાં દુઃખ સહન કરવાં પડે છે, એની તને શી ખબર? તારાથી એ બધું સહન ન થઈ શકે.'

'માતાજી! દુઃખ એ જ ખરેખર સુખના ડુંગરો છે. પુરુષાર્થ વિના સિદ્ધિ નહિ તો દુઃખ વિના સુખ ક્યાંથી સંભવે? માતાજી! હું દુઃખને જ ચાહું છું. દુઃખથી જ મારું વીરત્વ જગતમાં ઝળકી ઊઠશે. દુઃખમાંથી જ મારો સુખ–સુરજ ઉગશે. અને સહન! સહન તો પાંચ વરસના નાના બાળક ધ્રુવે ક્યાં ઓછું કર્યું હતું? પાંચ વરસની ઉમ્મરે મહાદુઃખો સહન કરવાની એનામાં શક્તિ હતી, પણ હું તો તેનાથી ચાર પાંચ ગણો મોટો છું. હું યે શુદ્ધ ક્ષત્રિય કુંવર છું, તો પછી હું દુઃખો કેમ સહન નહિ કરી શકું?'

'બેટા! તારા શબ્દે શબ્દે મારું હૃદય આનંદહિલોળે નાચી ઊઠે છે. મારા જીવનમાં સર્વ દુઃખો હું તારું મોં જોઈ ને જ ભૂલી ગઈ છું–જાઉં છું. તું જ મારું સર્વસ્વ છે. તારા ગયા પછી મારી શી સ્થિતિ થશે? તારા વિના મારું અહિં કોણ છે, જે મને ક્યારેયે આશ્વાસન આપે?'

'માતાજી! ધ્રુવ વનમાં ગયો ત્યારે તેમની માતાને

કોણે આશ્વાસન આપ્યું હશે? શ્રી રામચંદ્રજી વનમાં ગયા ત્યારે તેમની માતાને કોણે આશ્વાસન આપ્યું હશે? માતા તો જગતની આદ્ય જનેતા છે. માતાજી! તો પછી તું પુત્રવિરહ નહિ સહન કરી શકે? પ્રભુએ હાથપગ આપ્યા છે, બળ-બુદ્ધિ આપ્યાં છે, તો પછી, બીજાપર આધાર રાખી જીવન શા માટે જીવવું? જીવનમાં આવતાં વિપત્તિનાં વાદળોને આપબળે ભેદી સન્માર્ગે સ્વાશ્રયી બની જીવન જીવવું એજ સાચું જીવન.'

'બેટા! તો ભલે, સુખેથી જા. પરંતુ જ્યાં જાય ત્યાં સત્કાર્યો કરી તારી માતાની કુખ દીપાવજે.'

માતાની આજ્ઞા મળતાં જ જગદેવે વસ્ત્રો સજવા માંડયાં. ખભે ઢાલ, કેડે તલવાર, હાથમાં ભાલો અને ગજવામાં નાની કટારી મૂકી. તે તૈયાર થઇ ગયો, પછી તે તેની પ્રાણુથીએ પ્યારી ઘોડી પાસે જઈ ઊભો. જગદેવે તેની પીઠ પર સ્નેહભર્યો હાથ ફેરવ્યો. 'કેસર! તૈયાર' એમ કહી છલંગ મારીને ઘોડી પર સ્વાર થયો. જગદેવે ઘોડીને એડી મારી. ધનુષમાંથી તીર છૂટે એટલી જ ત્વરાયે દોટ મૂકી. જતાં જતાં જગદેવે કહ્યું, 'માતાજી! જઉં છું, પ્રણામ!'

તેના શબ્દો અનિલલહરીઓમાં જ વહેંચાઈ ગયા. તેની માતાએ એ ન સાંભળ્યા. સોલંકિણી રાણીની આંખમાંથી અશ્રુબિન્દુઓ વહેવા લાગ્યાં, પરંતુ કોઇ મહાન વિજેતાને પોતાની પીઠ પર સ્વાર બનાવી ગર્વભરી રીતે દોડતી અને ડગલે ડગલે ધરતીને ધ્રજાવતી ઘોડલી કેસર

અને પોતાના પ્રભાવથી સર્વને ડારતા કોઈ વિજયી નૃપ સમા જગદેવનું દૃવ્ય દેખી તેના અંતરના ઉંડાણમાંથી રહી રહી દર્પ અને ઉલ્લાસની શેરો ફુટી.

જગદેવના પરદેશગમનના સમાચાર ઉદયાદિત્યે બીજે દિવસે જાણ્યા. જગદેવ ગયો એ માટે તેને લાગી આવ્યું. પરંતુ તેને પાછો બોલાવવાની તેનામાં શક્તિ નહોતી. વાઘેલીની એક જ કરડી નજર તેને દબાવી દેવા બસ હતી. તે ખરેખર વાઘેલીથી ડરતો હતો. તે તેની નાલેશી જ કહેવાય. સ્ત્રી, પુરુષ સમોવડી થઈ શકે પરંતુ તે પુરુષ પર દમને તો ન જ ચલાવી શકે. આવું જીવન જીવનાર જીવનમાં સાચું સુખ અને સાચી શાન્તિ ન જ મેળવી શકે. પરંતુ પુરુષ પ્રથમથી જ વેવલો બની સ્ત્રીને આધીન થઈ જાય તો બિચારી સ્ત્રી પણ શું કરી શકે ? કર્મનું ફળ દરેકને ભોગવવું પડે ને ! ઉદયાદિત્ય પણ વાઘેલી રાણીથી આવા જ કારણોસર દબાઇ ગયો હતો. જગદેવ ગયો પણ તેને પાછો બોલાવવાની હિંમત તેનામાં ન રહી. તેણે આત્મસંતોષ અનુભવ્યો કે 'જગદેવ વીર છે. જગતમાં એ મારી કીર્તિ ઉજ્જવળ કરશે. અહિં રહીને એ શું કરત ? ભલેને બહાર ફરે. બહાર રહીને જ એ ઉજ્જવળ નામના કરી શકશે.' અને વાઘેલી રાણી તો જગદેવ ગયાથી આનંદ પામી. આપણુંને યે વિઘ્ન રૂપ વસ્તુ આપણા માર્ગમાંથી આપમેળે ખસી જાય તો આનંદ થાય છે જ ને ? તો પછી વાઘેલીને આનંદ થાય એમાં શી નવાઈ!

સરિતાનાં સલિલ, જંગલ અને ઝાડી, ખાડા અને

ટેકરાને ન ગણકારતાં જેમ દોડયાં જાય છે તેમ જગદેવ ચાલ્યો. તેના હૃદયમાં હજુપણ વિચારોનું તુમુલ યુદ્ધ જામ્યું હતું. તે વિચારતો હતો કે 'શું પિતાનો પુત્ર પર આવો જ સ્નેહ હોઈ શકે ? ના. ના. જગતમાં આમ બને જ નહિ. પિતા પુત્ર પર સાવ નિર્દય તો ન જ થઇ શકે. પરંતુ મારા પિતા !......ના. ના. એ દોષિત નથી. એમનો સ્નેહ મારા પ્રતિ છે જ. પરંતુ મારી અપરમાતા વાઘેલીના લીધે જ આમ બનવા પામ્યું છે. ના...ના...વાઘેલીને પણ હું શા માટે દોષિત ગણું ? દોષિત તો મારૂં ભાગ્ય જ છે. પોતાની વિપત્તિ માટે અવરને શા માટે દોષિત ગણવું ? સત્પુરુષો અવરના અવગુણોને જોતા નથી પરંતુ તેઓ ફક્ત તેમના સદગુણોને જ જુએ છે. તો પછી હું શા માટે વાઘેલીના અવગુણો જોઉં ? એ ન હોત તો મારી શક્તિઓ ઢંકાએલી જ રહેત. એ ન હોત તો મને જગતમાં ફરવાનો અને એના ટાઢાઉના અનુભવો મેળવવાના પ્રસંગો જ ક્યાંથી સાંપડત ! એ ન હોત તો હું જન્મ્યો તો યે શું અને ન જન્મ્યો તો યે શું ? સાધારણ મનુષ્યો જેવું જીવન જીવી અનંતને ખોળે પોઢી જાત ! વિધિના લેખે થવાનું હતું તે થયું, તો ભલે. પરંતુ હાં, મારે પરદેશમાં કોઈની ચાકરી કરવા જતાં પહેલાં વીરમતિને તો અવશ્ય મળવું જ જોઇએ. તેને ન મળું તો હું કૃતઘ્ની ગણાઉં. એ મારી અર્ધાંગના છે. મારા નિશ્ચય કે કાર્યથી હું તેને વંચિત ન જ રાખી શકું.'

આમ વિચાર કરતાં જગદેવે ટુંકટોડા પ્રતિ પ્રયાણ કર્યું.

# ૯

## સહગમનના કોડ

**પ્રભાતની** ટીશીઓ ફુટી હતી. ઉષાએ લાલ ગુલાબી રંગો નભ ચોકમાં પુરવા માંડયા હતા. વસંતનું એ સુંદર અને ખુશનુમા પ્રભાત હતું. વિશાળ ફુલવાડીમાં બહુવિધ રંગી પુષ્પો છોડવાઓની વિટપો પર ખીલી, અનિલ લહરીઓ સહ રમી રહ્યાં હતાં. સુવાસિત પુષ્પોની સૌરભે સારીએ ફુલવાડી મ્હેંક મ્હેંક થઈ રહી હતી. વિહંગોના મધુર અને કર્ણપ્રિય કુલરવો થઇ રહ્યા હતા. ફુલવાડીના મધ્ય ભાગમાં એક નાનું જલ મંદિર હતું. ફુલવાડીમાં આરસપહાણની નાની નાની સફેદ કાંકરીઓ પાથરી સ્વચ્છ અને આલ્હાદક રસ્તાઓ બનાવેલા હતા. ઘેરી કુંજો, ઘટાઓ, વેલીઓ આચ્છાદિત મંડપો, કેળ, નાળયેરી. જામફળી, દાડમ અને આમ્રવૃક્ષો તેમજ બીજાં અનેક જાતનાં વૃક્ષ વેલી વડે ફુલવાડી અત્યંત શોભી રહી હતી.

હરરોજની માફક વીરમતિ તેની બે સખીઓ સાથે ફુલવાડીમાં ફરવા માટે એ સમયે આવી પહોંચી. તેણે

નીલરંગી સાડી અને કબજો પહેર્યાં હતાં. એ વડે તેનો ગુલાબી સૌન્દર્યભર્યો દેહ કંઈ ઓર શોભી રહ્યો હતો. તેના કરકમલમાં ગુલાબનું ફુલ હતું. વૃક્ષો, છોડવાઓ અને વેલીઓની સાનિધ્યમાં અને તેમની છાયા નીચે તે સખીઓ સહ ફુલવાડીમાં આમતેમ ફરી રહી હતી. મયુરો સુંદર પીંછાં પ્રસારી કળા કરી રહ્યા હતા. ઢેલડીઓ તેમની આસપાસ ટોળે વળી હતી. આમ્રકુંજો પરથી કોયલના ટહુકારો સંભળાતા હતા. મયુરોના સુંદર નૃત્યે અને કર્ણપ્રિય કોયલના ટહુકારે વીરમતિના હૃદયમાં પ્રિતમની યાદગી જાગૃત કરી. તે જલ મંદિર પાસેઆવી. ત્યાંજ તે ઉભી રહી. તેની એક સખી વીરમતિ માટે પુષ્પો વીણવા માટે ફુલવાડીમાં ફરવા લાગી. વીરમતિ અને તેની બીજી સખી ઘટાચ્છાદિત એક લતામંડપ નીચે પડેલા બાંકડા પર બેઠાં. વીરમતિ પછી ગાવા લાગી :—

વસંત કે દન આયે,
સખિ! વસંત કે દિન આયે.

કોયલિયાં કુહુ કુહુ ટહુકે
દિલ એવું પિયુ પિયુ ઝંખે;
ઉર અકળામણ ભારી—સખિ!

થનગન નર્તે મોર મધુરા,
ઢેલડ નીરખે પ્રીત ધરી ને;
જાગે યાદ પ્રીતમની—સખિ!

લહર લહરે દિલડું ડોલે,
પ્રીતમ પ્રેમ વસંત વધારે,
ના'વે ચેન જરિ—સખિ!

છેલ્લી લીટી વીરમતિ બોલી રહી એટલામાં જ તેને માટે પુષ્પો વીણવા ગયેલી તેની સખી ત્યાં આવી પહોંચી. તેના વદન પર હાસ્ય અને આનંદની સ્પષ્ટ રેખાઓ તરવરતી હતી. તેણે ત્યાં આવી સહસા કહ્યું, ' વાહ, બહેન, તમે તો પ્રીતમની આમ ઝંખના કરી કરીને હવે સુકાઈ જ જશો કે ? '

' લે. રાખ હવે. બહુ થયું. વીરમતિએ સહેજ રોષમાં કહ્યું. હજુ તું અપરણિત છે. લગ્ન જીવનના મધુરા લ્હાવાનું તને શું ભાન હોય ! '

' પણ...અહિં રહે રહે પ્રીતમની ઝંખના કરો તો યે એ ઓછા જ તમને મળવાના છે ? '

' જા. જા. ' વીરમતિએ પુનઃ રોષમાં કહ્યું: ' તું બહુ જ દોઢડાહી છે. '

' બહેન, એમ ગુસ્સે ન થાઓ. જરા શાંત થાઓ તો હું તમને એક ખુશ ખબર આપું. '

' હેં ! ' સાશ્ચર્ય વીરમતિ બોલી. ' શું કહે છે ! ખુશ ખબર ! ' કંઈક વિચાર કરી તેણે પૂછ્યું. એવી તે શી ખુશ ખબર છે ? '

' એ તો એજ઼રસ્તો. '

' કહે, મને કહે, ' અત્યંત આતુર બની વીરમતિએ તેની સખીને ગોદમાં લેતાં કહ્યું.

' કહું ? '

'હા, હા, હવે કહેને. આતુર હૃદયને નિરાશ કરતાં તને સહેજે લાગણી જ થતી નથી ?'

'ત્યારે હવે હું કહીશ જ.'

'કહી જ નાખ ને, કેટલી વાર ?' વીરમતિએ સહેજ મોં ચઢાવી કહ્યું.

'કહું છું, ત્યારે સાંભળો. 'આવ્યા છે એ. એ આવ્યા છે.'

'એ કોણ ?'

'એજ. એજ, તમે હમણાં જ જેમની ઝંખના કરતાં હતાં એ જ.'

'કોણ જગદેવ !' વીરમતિથી સહસા બોલાઈ ગયું.

'હા,'

'જા, જા. તું જુઠ્ઠી છે. હજુએ મને સંતાપે છે કે ? એ અહિં આવેજ ક્યાંથી ?'

'હું જુઠ્ઠી ! એમ,' વીરમતિની સખીએ સહાસ્ય અને સાશ્ચર્ય કહ્યું. 'અને તમને બતાવું તો ?'

વીરમતિને તેની સખીના શબ્દો હવે કંઈક સાચા લાગવા માંડયા. તેણે ઉમળકા ભર્યાસ્વરે કહ્યું. 'ચાલ. મને બતાવતો ?

વીરમતિ અને તેની બે સખીઓ ચાલવા લાગી.

થોડેક છેટે ગયા પછી વીરમતિની એક સખીએ કહ્યું. 'જુઓ બહેન ! પેલી ઘોડી અને પેલા આમ્રવૃક્ષની શીતળ છાયા નીચે બેઠેલા તે જગદેવ.'

જગદેવને નિહાળી વીરમતિના હૃદયમાં આનંદની હેલી ચઢી. તેણે તેની સખીના ગાલ પર એક મીઠી ઓકી દીધી. પછી તેણે કહ્યું. 'તમે અહિયાં ઉભાં રહો. હું તેમની પાસે જઉં છું.'

મંદગતિએ કોમળ ડગલાં ભરતી વીરમતિ જગદેવ પ્રતિ ચાલી. તેણે જગદેવની સમીપ જઈ સહસા પૂછયું 'કોણ ? તમે !'

'હા,' જગદેવે ટુંકો પ્રત્યુત્તર આપ્યો. 'પણ...આમ અચાનક ! આવી રીતે અવાતું યે હશે !'

'વાહ, કેમ નહિ ?' જગદેવે કહ્યું, 'હું પરદેશ જઉં છું. તમને મળવા માટે અને મારા કાર્યની તમને જાણ કરવા માટે જ હું અહિં આવ્યો છું, એટલે આમ અચાનક જ આવું ને ?'

'પણ મને મુકી તમે એકલા જ જશો ?'

'હા. હમણાં તો હું એકલો જ જઈશ,' જગદેવે કહેવા માંડયું. કોઈક સ્થળે હું બરાબર ઠેકાણે પડીશ એટલે હું તમને ત્યાં તેડાવી લઈશ, તમને હું અત્યારે જ મારી સાથે લઈ જઉં તે મને તો ઠીક, પરંતુ તમને કેટલી મુશ્કેલીઓ-દુઃખો પડે ?

'મુશ્કેલીઓ ! દુઃખો ! પતિ સાથે રહેવામાં સન્નારીને મુશ્કેલીઓ અને દુઃખો કેવાં ! પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી એજ સ્રીનો પરમ ધર્મ છે. સ્રી અને પુરુષ

જીવનરથનાં બંને સરખાં ચક્રો છે, તો પછી પુરુષ એકલાએ જ શા માટે દુઃખો સહન કરવાં? સ્ત્રીએ પણ તેમાં ભાગીદાર બનવું જ જોઇએ. વારું, પરંતુ હમણાં તો તમે મારી સાથે ચાલો, આમ સીધે સીધા અહિંથી ચાલ્યા જવાતું હશે?'

વીરમતિના આગ્રહને વશ બની જગદેવ તેની સાથે ચાલ્યો. વીરમતિની બંને સખીઓએ જગદેવને હસ્તે મુખડે પ્રણામ કર્યા. જગદેવના આવ્યાના વાવડ બીરજીને કહેવા વીરમતિએ તેની એક સખીને રાજમહેલે મોકલી. જગદેવ, વીરમતિ અને તેની બીજી સખી ફુલવાડીમાં વીરમતિ માટે જ બંધાવેલ વિશાળ અને મનોહર મહેલમાં જઇ પહોંચ્યાં.

વીરમતિ અને જગદેવ એક સુસજ્જિત ઓરડામાં આવ્યાં અને ત્યાં બેઠાં. દીર્ઘ સમય અને દીર્ઘ વિરહ પછી સ્નેહી યુગલ મળે એટલે તેમની ગોષ્ટિમાં કંઇ કમીના રહે? નહિ જ. વીરમતિ અને જગદેવ માર્મિક વિનોદ અને હાસ્ય કરતાં મધુર વાર્તાલાપ કરી રહ્યાં હતાં. એ દરમ્યાન વીરમતિની સખી, જગદેવના સ્વાગત માટે બહુવિધ ફળો અને મીઠાઇની છાબડી લઇ આવી અને તે તેમની સમક્ષ મુકી, પછી તે બહાર ચાલી ગઇ.

'વીરૂ! જગદેવે કહ્યું.

'હાં.'

'હાં, શું? ખાવા માંડને. મારી સામે શું નિહાળી રહી છે? મારામાં ઓછાં મીઠાઇ કે ફળ ખાવાનાં મળે તેમ છે!'

'મિઠાઈ અને ફળ! હા...હા...હા...' વીરમતિ ખડખડાટ હસી પડી. પછી તેણે કહ્યું. 'મને કુબેરના ધનભંડારો મળે તોયે જેટલો આનંદ થાય એનાથીયે—વિશેષ આનંદ તમને નિહાળી અત્યારે મારા હૃદયમાં થઈ રહ્યો છે. તમારા નયનમાંથી ફેંકાયેલું પ્રેમનું ફક્ત એક જ કિરણ મારા નયનોમાં પરોવાઈ જતાં હું મેવા અને મીઠાઈ ખાઉં એ કરતાંયે વિશેષ ધરાઈ ગઈ છું. પછી હું શું ખાઈ શકું? પરંતુ હાં. તેને કંઈક યાદ આવતાં તેણે કહેવા માંડ્યું. તમે મને અહિંયા મુકીને એકલા તો હવે નહિ જ જઈ શકો. ભલેને વિપત્તિઓનાં વાદળો ચઢી શિર પર ગાજ્યા કરે, ભલેને દુઃખો—મહાદુઃખોની આંધી ચઢી ચારે કોર ઘેરી વળે પરંતુ હું તો તમારી સાથે જ આવીશ.'

'વીરૂ!' જગદેવે સપ્રેમ કહેવા માંડ્યું. 'તું તો ગાંડી છે. તારાથી તે આવાતું હશે! સ્ત્રીઓ મુખે ભલે ગમે તેમ બોલે, પરંતુ તેમનાથી દુઃખો તો સહન ન જ થઈ શકે.'

'શું કહ્યું? સ્ત્રીઓ દુઃખો સહન ન કરી શકે! પ્રાણેશ્વર! તમે ભુલો છો.' વીરમતિએ દૃઢતાથી કહેવા માંડ્યું 'સ્ત્રી એટલે કોમળતાનું પ્રતિક, એનાથી દુઃખો સહન ન થાય. એને તો ઘરની શાળી છાંયડીએ જ ગમે. આવું કહી કહીને અને એ કથન અમલમાં મુકીને જ પુરુષોએ સ્ત્રીઓને અબળા બનાવી દીધી છે. તેમને શક્તિહીન બનાવી મુકી છે. જનેતામાં જગત સર્જવાની શક્તિ છે તો પછી એ અબળા કહેવાયજ કેમ? પુરુષો જેવાંજ અને જેટલાં

સ્ત્રીઓમાં બળ છે, બુદ્ધિ છે અને નિર્ણયાત્મક શક્તિ છે, પરંતુ પુરુષોએ જ પ્રથમથી સ્ત્રીઓને એ જ્ઞાનથી વંચિત રાખી છે. પુરુષો દુઃખો સહન કરી શકે તો સ્ત્રીઓ શા માટે તે સહન ન કરી શકે? હું શુદ્ધ ક્ષત્રિયાણી છું. મારામાં સ્વરક્ષણ કરવાની અને શસ્ત્રો ખેલવાની આવડત છે. મને કોઇ જાતનો ભય નથી તો પછી હું શા માટે તમારી સાથે ન આવું?'

વીરમતિના વાણી પ્રવાહે અંજાતાં જગદેવે કહ્યું. 'ભલે, જેવી તારી મરજી. તારા માતા પિતા આજ્ઞા આપશે તો હું તને મારી સાથેજ લઈ જઈશ.'

આમ વાતચિત ચાલતી હતી; એવામાં બીરજજી હરખભેર ત્યાં આવી પહોંચ્યો. તે જગદેવને વહાલપૂર્વક ભેટી પડયો.

૧૦

# વીર દંપતી

**એ સમયે** ગુજરાતની અસ્મિતાનું કેન્દ્ર બની, તેની જાહોજલાલી, તેની મુત્સદ્દીગીરી, તેની લશ્કરી તાકાતથી સહુને ડારતું પાટનગર પાટણ તેની અત્યુત્તમ કક્ષાએ જીવતું હતું. ગુજરાતની ઐતિહાસિક આરસીમાં જેનું નામ અમર છે, જેની મહત્તાનાં યશોગાન કરતાં લોકો હજુયે ધરાયા નથી એવા ચક્રવર્તિ મહારાજાધિરાજ સિદ્ધરાજનો એ સમયે પાટણનગરમાં રાજ્યઅમલ હતો. મોટા મોટા રાજાઓ તેની ચાકરી કરવામાં પોતાને ધન્ય માનતા હતા. જગદેવે પણ એવા મહાન રાજાના દરબારમાં નોકરી મળે તો ઠીક એ વિચારે પોતાનું ભાગ્ય પાટણપતિ પાસે જ અજમાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. શ્વશુર-ગૃહે બરાબર ત્રણ દિવસની મહેમાનગિરીનો મધુરો લહાવ માણી ચોથે દિવસે પ્રભાતમાં પાટણના પંથેપ્રયાણ કરવા જગદેવ તૈયાર થયો. વીરમતિ પણ તેની સાથે હતી.

વીરમતિ અને જગદેવ ઉભય ઘોડેસ્વાર થયાં હતાં. તેમના ખભા પર ધનુષ અને બાણ હતાં. ટુંકટોડાનાં પ્રજાજનોની વિશાળ મેદની જામી હતી. રાજજી, બારજજી, વીરમતિની માતા તથા તેની બીજી સખીઓ વીરમતિની આસપાસ ટોળે વળ્યાં હતાં. એ એક મહાન દશ્ય હતું. રામ અને સીતાની જોડલી સમું જગદેવ અને વીરમતિનું યુગલ શોભી રહ્યું હતું. વીરમતિની માતાએ જગદેવના કપાળમાં કુમકુમનો ચાંલ્લો કરી અક્ષત ચોંટાડયા. પછી તેના હાથમાં એક રૂપિયો અને શ્રીફળ આપ્યાં. ભાટ ચારણોએ જગદેવની ઉન્નતિ માટે બંદગી કરી. લોકોએ દુઆ દીધી. સૌની વહાલભરી વિદાય લઈ જગદેવ અને વીરમતિ ચાલ્યાં. એ સુંદર યુગલ અદૃશ્ય થયું ત્યાંસુધી, એકત્ર થયેલાં બધાં એકીટશે તેમને નિહાળતાં ત્યાં જ ઊભાં રહ્યાં.

પછી સૌ નગર પ્રતિ પાછાં વળ્યાં. રસ્તામાં બારજજીને કૈંક યાદ આવ્યું. તેણે પોતાનો ઘોડો તાકીદે મંગાવ્યો. ઘોડો આવતાં જ તે સ્વાર થયો અને બહેનબનેવીની પાછળ ને પાછળ ઘોડાને ઝડપભેર મારી મૂકયો.

વીરમતિ અને જગદેવ એકાદ માઈલ ગયાં હશે એટલામાં તો પાછળ ઘોડાના ડાબલા ખખડવાનો અવાજ સંભળાવા લાગ્યો, કોણ હશે? એ વિચારે તેમણે પાછળ જોયું. બારજજી તેમના તરફ ઝડપભેર આવી રહ્યો હતો.

'વીરૂ, એ વીરૂ, ઊભાં રહો!' બારજજી દોડતે ઘોડે બુમ મારી રહ્યો હતો.

તે ઉભાં રહ્યાં.

બીરજજી ત્યાં જઇ પહોંચ્યો.

'બીરજજી ! શા સમાચાર છે ?' જગદેવે પૂછ્યું.

સમાચાર એટલા જ કે પાટણનગરનો રસ્તો ટોટડી ગામની ભાગોળે થઇને જાય છે. અહિંથી ટોટડી જવાના બે માર્ગો છે. એક બાર ગાઉનો અને બીજો ત્રીસનો. બીજો માર્ગ સરળ અને નિર્ભય છે એટલે તમે એજ રસ્તે જજો એટલું તમને કહેવાજ હું તમારી પાછળ ને પાછળ આવ્યો છું.'

'પણ, પહેલા માર્ગે કેમ નહિ ?' જગદેવે સાશ્ચર્ય પૂછ્યું.

'પહેલો માર્ગ જેટલો નજીક છે તેથીયે જીવન માટે આફત રૂપ છે. એ માર્ગે મહા વિક્રાળ વાઘ વાઘણનું રહેઠાણ છે. એ માર્ગે ગયેલો કોઈ પણ માણસ આજ દિન સુધી પાછો ફર્યો નથી. એટલે બીજા માર્ગે જ જવું સલામત છે.'

'વાઘ અને વાઘણના ભયથી ટુંકો માર્ગ છોડી લાંબો ગ્રહણ કરવો એ તો નજ બને.' જગદેવે કહેવા માંડયું, 'હું ક્ષત્રિય કુમાર છું. મને એમનો ડર હોય કે ?'

'આજ દિન સુધી ઘણાએ બળવાન ક્ષત્રિયો એ હિંસક પ્રાણીઓનો નાશ કરવા ગયેલા છે, પરંતુ બધા ત્યાં જ રહ્યા છે.' બીરજજીએ કહેવા માંડયું. 'કોઈ પણ એમને નથી મહાત કરી શકયું કે નથી મારી શકયું. તો પછી જાણી બુઝીને જીવનને શા માટે જોખમમાં મુકવું ? એ રસ્તો

કાળમુખો છે, ગોઝારો છે માટે તમે બીજા રસ્તે જ થઈને જાઓ એવી મારી ઇચ્છા છે.'

'બીરજજી!' જગદેવે કહેવા માંડયું, 'હવે તો મારે આજ રસ્તે જવું પડશે. હવે તો હું નહિ કે નહિ એ હિંસક પ્રાણીઓ. હું તેમને મારીશ તો લોકો તેમજ બીજાં અનેક મૂગાં પ્રાણીઓ એમના ત્રાસમાંથી મુક્ત બની સુખી થશે. અને હું મરીશ તો લોકો આશિર્વાદ આપશે.'

જગદેવને એમ નહિ કરવા બીરજજીએ ઘણું સમજાવ્યો, પરંતુ જગદેવ તેના નિશ્ચયમાં અડોલ–અચળ રહ્યો.

બીરજજી ખિન્ન હૃદયે પાછો વળ્યો.

સુરજદેવે તેમની કલા વિસ્તારી હતી. ધોમધોમ તડકો પડતો હતો. મધ્યાહ્ન થયા હતા. એટલે વીરમતિ અને જગદેવ વિસામો લેવા એક ઘટાદાર વૃક્ષની શીતળ છાયા નીચે બેઠાં. બે એક કલાક વિશ્રાન્તિ લીના પછી પુનઃ તેઓ અશ્વારૂઢ બન્યાં અને આગળ ચાલ્યાં.

આસપાસ માથાબોડ ઘાસનાં ઝુંડેઝુંડ હતાં. કોઈ પશુ, પંખી કે માનવીનું ત્યાં નામનિશાને ન હતું. ગ્રીષ્મની સખત ગરમીમાં એ ઉજ્જડ ભૂમિ 'ખાઉં, ખાઉં' કરતી હોય, તેવો ભાસ થતો હતો. તેમણે વિચાર્યું કે વાઘ અને વાઘણ આટલામાં કયાંક હોવાં જોઈએ.

'એ આવ્યાં, એ આવ્યાં,' એવા ભણકારા તેમના મનમાં પળે પળે વાગતા હતા. નાડીના ધબકારા વેગવાન

બન્યા હતા. ધનુષ અને બાણ સજ્જ રાખી ઝાડોમાં આજુબાજુ નજર રાખતાં બંને હળવે હળવે ચાલ્યાં જતાં હતાં.

ઘુરરરર......ઘુરરરર...અવાજ આવ્યો. ઉભયે ધનુષબાણ તૈયાર કર્યાં. તેઓ દસેક હાથ આગળ વધ્યાં હશે એટલામાં તો ઝાડીના પોલાણમાંથી વાઘણ આવી રસ્તા વચ્ચે ઉભી રહી.

લીંબુની ફાડ જેવી આગઝરતી આંખો, વાઘણનો પડછંદ અને વિકાળ દેહ, તેને નિહાળતાં જ ભલભલાના ચમ્મર વછુટી જાય તેવો હતો.

ક્ષુધાર્ત્ત વાઘણ ઉભયને દેખી વિકાળ બની ઘુરરરર... ...ઘુરરરર...... કરતી દાંત કચકચાવતી તેમના સામે આવવા લાગી, જગદેવ, યુવાનીના પોરસ ભર્યો ક્ષત્રિય કુમાર હતો. આવા પ્રસંગથી તે સાવ ડરી જાય તેવો નહતો. તેણે ધનુષ પર બાણ ચઢાવી પણછ કાન સુધી ખેંચી. નજીક આવતાં જ વાઘણે છલંગ મારી પરંતુ એ પહેલાં જ જગદેવનું બાણ સરરરર...સુસવાટા કરતું છુટી ગયું હતું. વાઘણનું પેટ ચીરી એ આરપાર નીકળી ગયું. ભયંકર કિકિયારી પાડતી વાઘણ લોથ બનીને નીચે પડી.

ઝોકાં ખાતો વાઘ એક વૃક્ષની છાયા નીચે બેઠો હતો. તેણે તેની પ્રેયસીની કારમી કિકિયારી એકાએક સાંભળી. તે છલંગ મારતો ઉભો થઈ ગયો. તેને લાગ્યું કે વાઘણ ગઈ કાળ તેના તરફ આવી રહી છે. તે આ...હુ, આ...હુ ભયંકર ઘુઘવાટા કરતો, લાંબી છલંગો ભરતો, પડછંદ પગદંડીએ

ધરતીને ગજાવતો, રોષે ભર્યો વાઘ દોડતો આવી રહ્યો હતો. પતિપત્ની વધુ સાવચેત બન્યાં

આ... હ્, આ... હ્, ભયંકર અવાજ નજીક આવતો હતો. આખા જંગલમાં એ અવાજનો પડઘો પડતો હતો. સામટા જાણે એક હજાર વાઘ ચોતરફથી આવી રહ્યા હોય તેવો ભાસ થતો હતો. કાન ફાડી નાખે એવો અવાજ વધુને વધુ નજીક આવી રહ્યો હતો. તેઓ થોડુંક આગળ વધ્યાં એટલામાં વાઘની રૌદ્રરૂપ પ્રચંડકાય મૂર્તિ તેમની સામે આવી ઉભી રહી. વાઘનો ઘુરરાટ વધ્યો. તેણે જગદેવ પર મીટ માંડી. એકજ સપાટે નિશાન પાડવા, દાંત કચકચાવતો, ઘુરરર, ઘુરરર ઘુરઘવાટા કરતો, માપ લેતો, તે આમતેમ ફરતો લાગ શોધી રહ્યો હતો. એ દરમિયાન બે બાણુ છુટયાં. એ એક સામટાં જ એ પ્રચંડ દેહને ભેદી આરપાર નીકળી ગયાં. મેઘગર્જના સમી પ્રચંડ ગર્જના કરતો વાઘ ધરતી પર ઢળી પડયો.

સુરજદેવ ક્ષિતિજે આવ્યા હતા. ટોટડી ગામ હજુ પાંચ માઇલ દૂર હતું. બંનેએ હવે નિશ્ચિંત બની ઘોડાઓ દોડાવી મુક્યા. રાત્રિના આઠ વાગે તેઓ ટોટડી ગામના પાધરે આવી પહોંચ્યાં. પાદરમાં જ ઘટાદાર મઝાનું એક વૃક્ષ હતું, ત્યાં રાત્રી ગાળવાનો નિર્ણય કરી બંને જણાં નીચે ઉતર્યાં. ઘોડાને પાણી પાયું. સાથે લીધેલા ભાથામાંથી બંનેએ થોડુંક ખાધું, પછી ચાંદની રાતમાં ખુલ્લા આકાશ તળે તેઓ નિરાંતે ઘસઘસાટ ઊંઘી ગયાં.

અંધારું થવા આવ્યું, છતાં બીરજજી હજુ પોતાને મળવા કેમ આવ્યો નહિ? એ વિચારે રાજજીએ એક નોકરને બોલાવી તેને આજ્ઞા કરી. 'જા તપાસ કર, બીરજજી આવ્યા છે કે નહિ? આવ્યા હોય તો મારી પાસે બોલાવી લાવ.'

નોકર ગયો. રાજજી વિચારલીન બેઠા હતા.

થોડીવાર પછી બીરજજી આવી પહોંચ્યા. તેનું મોં પડી ગયેલું હતું.

'આવ્યો ભાઈ?', રાજજીએ પૂછ્યું: 'ભાઈ! તું ક્યારે પાછો આવ્યો હતો? મને કંઈ સમાચાર પણ કહાવ્યા નહિ?'

'પિતાશ્રી' બીરજજીએ કહ્યું; હું તરત જ પાછો આવ્યો હતો. જગદેવે મારું કથન માન્ય ન રાખ્યું. તેઓ ટુંકા માર્ગે જ પાટણ તરફ ગયા. હું ખિન્ન હૃદયે પાછો વળ્યો. તેમની શી સ્થિતિ થશે? એ વિચારે જ મારી શુદ્ધિ ગુમાવી બેઠો હતો એટલે મને તમારી પાસે આવવાનું ભાન જ રહ્યું નહિ!'

'ટુંકા માર્ગે! અરેરે!' રાજજીએ એક હાયકારો નાખ્યો. તેના હૃદયમાં માઠા પરિણામનો ભય પેસી ગયો. તેણે પોતાના લશ્કરી સરદારોને બોલાવ્યા અને તેમને આજ્ઞા કરી કે; બસો સશસ્ત્ર માણસો સાથે તમે વહેલી સવારે ટોટડી જવાના ટુંકા માર્ગે જાઓ. જગદેવ અને વીરમતિના શબ હાથ લાગે તો તેમને ત્યાં જ અગ્નિદાહ દેજો.'

ટુંકટોડાના સરદારોએ બસો સશસ્ત્ર માણસો સાથે વહેલી પરોઢના ટોટડી તરફ જવા ત્વરિત્ ગતિએ ઘોડા મારી મુકયા. સઘન વન જેવી ભૂમિ આવી એટલે સૌ ધીમા પડયા. ભયની એક લહરી દરેકના હૃદયતાર ઝણઝણાવી ગઈ. હવે તેઓ હળવે હળવે બહુ જ સાવચેતીપુર્વક આગળ ચાલવા લાગ્યા. થોડુંક આગળ વધતાં તેમણે રસ્તાપર વાઘણનો પ્રચંડ દેહ નિશ્ચેતન પડેલો દીઠો. દરેકના મનમાં કંઈક શાન્તિ વળી. દરેકના મોં પર ઉલ્લાસની આછી રેખાઓ પ્રગટવા લાગી. થોડુંક વધુ આગળ ચાલ્યા ત્યારે વિકાળ, રાક્ષસી, મહાકાયી વાઘનું શબ પણ તેમણે જોયું. બધા ખુશ થઈ ગયા. જગદેવ અને વીરમતિ જીવતાં છે એમ તેમને ખાત્રી થઈ ગઈ. 'હર! હર! મહાદેવ!' જાણે કે યુદ્ધ ચઢતા હોય તેમ ઓકસામટા કિકિયારી પાડી તેમણે ઘોડાંઓ ઝડપભેર દોડાવી મુકયાં.

તેઓ ટોટડી ગામની પાધરે પહોંચ્યા, ત્યારે ઝાંખું ઝાંખું અજવાળું પથરાતું હતું. જગદેવ દાતણ કરી રહ્યો હતો. બધા તેમને મળ્યા. શુભ સમાચાર પુછયા. પછી સૌ તેમની આજ્ઞા લઈ પાછા વળ્યા.

શૌચ સ્નાનાદિ કરી ઉભયે થોડોક નાસ્તો કર્યો. પછી તેમણે પાટણપંથે આગળ પ્રયાણ કર્યું. બે દિવસની શ્રમિત મુસાફરી બાદ તેઓએ સાંજના પાટણની પાધરે પગ મુકયા. વીરમતિએ મોં પર પડદો ઢાળી દીધો. પછી તેઓ આગળ ચાલ્યાં.

એ સમયે પાટણનગરની ભવ્યતાના પ્રતીક સમું સહસ્રલિંગ તળાવ સુરજ દેવનાં તેજસ્વી કિરણો વડે ઝળહળાં થઈ રહ્યું હતું. તેની આસપાસ બહુવિધ વૃક્ષોની હારમાળા હતી. એક વિશાળ વડલાની ઘટા નીચે આવી ઉભયે અશ્વારોહણ કર્યું. થોડીકવાર ઉભયે વિશ્રાન્તિ લીધી, પછી જગદેવે કહ્યું, 'વીરૂ, તું અહિં બેસજે. હું નગરમાં જઈ આપણને રહેવા માટે મકાનની સગવડ કરી જલદી પાછો આવું છું.'

'વારૂ'

જગદેવ ગયો.

## ૧૧

# વીરમતિને વેશ્યા ફસાવે છે!

ડુંગરશી પાટણનો કોટવાળ હતો. તેને લાલકુંવર નામે પુત્ર હતો. તેના બાપ જેવો એ મજબુત બાંધાનો હતો. તેનું ગૌરવર્ણું મોં અને ભરાવદાર ઘાટીલો ચહેરો તેની પ્રતિભામાં વધારો કરતાં હતાં. તે યુવાનીના મસ્તીભર્યા કુછંદે ચઢી વિષયી બન્યો હતો. કોટવાળનો દીકરો જાણી કોઈ તેની સામે કંઈ બોલી શકતું નહિ, પરંતુ તેની હયાતિ દરેકને સાલતી હતી. જમોતી નામે વેશ્યા તેની પ્રિય પાત્ર હતી. તે ઘણોખરો વખત તેને ત્યાંજ એશઆરામમાં પડી રહેતો હતો. વેશ્યા પણ કોટવાળનો દીકરો પોતાનો સાગરીત હોય તો પોતાને કોઈ જાતની આંચ આવે નહિ એ વિચારે તેનું હરકોઈ કાર્ય કરવા હંમેશાં તૈયાર રહેતી. લાલકુંવરને ખુશ રાખવા તેણે કેટલીએ યૌવનવસંતે ખીલતી કુમારિકાઓનાં જીવનને દ્રોહ દીધો હતો.

જગદેવ ગયો, એટલે વીરમતિએ મોં પરથી પડદો ખસેડી આસપાસ નજર ફેરવી. તેની દૃષ્ટિએ કોઈ પુરૂષ ન

પડયો. હવે તે નિશ્ચિંત બની. સહસ્ત્રલીંગ તલાવની શોભા તથા કારીગરી નીરખવા લાગી. એ સમયે જામોતી વેશ્યાની એક ચાકરડી તલાવે પાણી ભરવા આવી હતી. તેની દ્રષ્ટિ વીરમતિ પર પડી. તે ચોંકી ઊઠી. સ્વગત: બબડી. 'આકાશની વિજળી! ઇન્દ્રની અપ્સરા!' તે વીરમતિના સૌન્દર્યે આકર્ષાઈ. તે તેની પાસે ગઈ. અને પૂછ્યું, 'બાઈજી! કયાંથી આવો છો? અને આ ઘોડેસ્વાર કયાં ગયા?' પાસે ઉભેલાં ઘોડા દેખી તેણે પૂછ્યું.

તેના સવાલથી વીરમતિના મોં પર ઘૃણાની એક રેખા ફરી ગઇ. તેણે વિચાર્યું કે પરદેશમાં પોતાની ઓળખાણ કોઈ અજાણ્યાને એકદમ ન આપવી જોઈએ. તેણે સામો પ્રશ્ન કર્યો: 'તું કોણ છે?'

'હું?' પેલી ચાકરડીએ કહ્યું: 'હું, સિદ્ધરાજ જયસિંહદેવના દરબારની વડી વડારણ છું.' પેલી ચાકરડીએ અનુમાન કરતાં પૂછ્યું, 'સાથે તમારા જેઠ છે?'

'ના.' વીરમતિએ કહ્યું: 'મારા જેઠનું નામ રણધવળ. હું ઉદયાદિત્ય રાજાના નાના કુંવર સાથે પરણી છું. અમે બંને અહિં આવ્યાં છીએ.'

'પણ એમનું નામ?'

'ધણીનું નામ તે કહેવાતું હશે?'

'અરે. બાઈજી! તમે ભુલો છો. પતિ એ તો પરમેશ્વર બરાબર છે. પતિનું નામ લઈએ એટલે પરમેશ્વરનું જ નામ લીધું કહેવાય.'

'જગદેવ પરમાર,' વીરમતિએ તેના પતિનું નામ શરમાતાં શરમાતાં કહ્યું.

'અને બાઈજી ! તમારું પિયર ક્યાં ?' નાના બાળકને ફોસલાવતી હોય તેમ હળવેથી પેલી ચાકરડીએ પૂછ્યું.

'હવે તારે એ બધી શી પંચાત ?' વીરમતિએ રોષમાં કહ્યું.

'બાઈજી ! ગુસ્સે કાં થાઓ. તમ જેવાં મોટાં માણસો અહિં આવે તેમની ઓળખાણ મેળવી તેમની આગતાસ્વાગતા કરવાનું કાર્ય મને મહારાજાએ સોંપેલું છે. એટલે જ હું તમને પૂછું છું—નહિ તો મારે વળી આ બધી શી પંચાત!' તેણે ઠાવકાશથી કહેવા માંડયું. 'અને જો તમને ઠીક ન લાગે તો હું આ ચાલી.' એમ કહી તેણે ચાલવાનો ઢોંગ કર્યો.

વીરમતિને તેની વાતમાં કંઈ તથ્ય લાગ્યું, તેણે કહ્યું: 'ઉભાં રહો. બહેન ! હું ટોડાના રાજા રાજજીની દીકરી અને બીરજજીની બહેન થાઉં. મારૂં નામ વીરમતિ છે.

વીરમતિની બધી આંતરિક બાબતોથી વાકેફ થઈ પેલી ચાકરડી ચાલી ગઈ. વીરમતિ હવે એકલી પડી. જગદેવના પ્રત્યાગમનની રાહ જોતી તે બેસી રહી.

ચાકરડીએ ઘેર જઈ જામોતીને ખુશ ખબર આપ્યા. તેણે કહ્યું. 'બાઈજી ! ઈન્દ્રની અપ્સરાને પણ ભુલાવે એવી સૌન્દર્યમયી રમણી તળાવને કાંઠે બેઠી છે. તેનું નામ વીરમતિ છે અને બીજી બધી હકીકત પણ તેને કહી.'

'લાલકુંવરને આવી રૂપસુંદરી ભેટ ધરવામાં આવે તો તે મારા પર ખુશ થઈ જાય. મને પણ પુષ્કળ દ્રવ્ય મળે' એ વિચારે વેશ્યાએ વીરમતિ પાસે જવા નિર્ણય કર્યો. મોંઘામુલાં વસ્ત્રો અને કિંમતી જરઝવેરાતનાં આભૂષણો તેણે પરિધાન કર્યાં. એક રથ શણગારી તૈયાર કરાવ્યો. સાથે ત્રીસ દાસીઓ અને બે સશસ્ત્ર પહેરગીરો લઈ તે તલાવ કાંઠે ગઈ. વીરમતિ જ્યાં બેઠી હતી ત્યાં જઈ તે પડદો ખસેડી રથ બહાર નીકળી અને વીરમતિ પાસે જઈ તેણે કહ્યું. 'વહુજી! ઉભાં થાઓ, આપણે મળીએ, હું તમારી ફોઈજી સાસુ થાઉં.' તેણે અંગુલિનિર્દેશ કરતાં આગળ કહેવા માંડયું, 'મને આ વડારણે આવી તારા આગમનના સમાચાર આપ્યા એટલે હું મહારાજને તારા સમાચાર આપી તને તરતજ તેડવા આવી છું. મારો ભત્રીજો જગદેવ ટાંડે પરણવા આવ્યો ત્યારે હું આવી શકી નહતી, એટલે તને મારી ઓળખાણુ નહિ પડતી હોય! વારૂ, પરંતુ તમે તો મારાં છોકરાં બરાબર ગણાઓ. આપણે મોટાં ઘરનાં માણસ. આપણાથી અહિં ના બેસાય.'

જામોતીની એકધારી વાણી અને તેના ભભકાથી વીરમતિ ભોળવાઈ. 'સિદ્ધરાજ જયસિંહદેવ આપણા સગા થાય.' એવું જગદેવે તેને કદાપિ કહ્યું ન હતું એટલે તેને સહેજ વહેમ તો ઉપજ્યો, પરંતુ જામોતીનો કિંમતી પહેરવેશ, તેનો દમામ અને તેની સુંદર મુખમુદ્રા ઉપરથી તેને તેનું કહેવું સાચું લાગ્યું. તેને બિચારીને ક્યાંથી ખબર કે જગતમાં મહારાણીઓ કરતાં એ વિશેષ ઠાઠમાઠમાં વેશ્યાઓ રહેતો

હોય છે! બલાબલાને ઓળખવાની તેમનામાં શક્તિ હોય છે! જમોતીને પોતાની સંબંધી માની તે પગે લાગી.

જમોતીએ તેને આશિષ દીધી. પછી કહ્યું, 'વહુજી, ચાલો, મારી સાથે રથમાં બેસો. આ ઘોડાં છે તે મારા એક નોકરને સોંપો. જગદેવ અહિં પાછો આવશે એટલે તેને કાઈની એ દરબારમાં આવશે.'

વીરમતિ રથમાં બેઠી.

ઝગમગતી હવેલી હતી. હરકોઈ ને આકર્ષે એવો એનો રંગરોગાન હતો. બારી બારણે જરીઆનના રંગબેરંગી પડદા નાખેલા હતા. રથ ત્યાં આવી અટક્યો. જમોતી અને વીરમતિ તેમાંથી બહાર નીકળ્યાં સ્વચ્છ અને મૂલ્યવાન કપડાંમાં સજ્જ થએલી દાસીઓ સામે આવી વીરમતિના પગે પડી. તેઓ હવેલીની અંદર ગયાં. એક પછી એક ખંડ વટાવી તેઓ બીજે મજલે પહોંચ્યાં. ત્યાં એક વિશાળ ખંડમાં વીરમતિને બેસાડી. થોડી ઘણી વાતચીત કરી સૌ ચાલ્યાં ગયાં. વીરમતિ જગદેવના આગમનની રાહ જોતી બેસી રહી.

સારાએ ખંડમાં રેશમી ગાલીચા પાથરેલા હતા. રંગબેરંગી હાંડીઓ અને ઝુમ્મરો ઠેર ઠેર લટકતાં હતાં. દિવાલો પર આકર્ષક ચિત્રામણો ચિતરેલાં હતાં. એ ખંડમાં અહોનિશ સુવાસ ફેલાઈ રહેતી હતી. આ બધો ભભકો દેખી વીરમતિ વિચારોમાં ગરકાવ થઈ ગઈ હતી, પણ હજુ જગદેવ આવ્યો ન હતો એટલે તેના વદન પર ખિન્નતા છવાતી હતી.

રાત્રિભોજનનો સમય થયો, એટલે જામોતી આવી. તેણે વીરમતિને કહ્યું : 'વહુજી! આલો વાળુ કરવા...!'

'મારે પતિવ્રતા વ્રત છે.' વીરમતિએ કહ્યું, એટલે કુંવરજી જમશે ત્યાર પછીજ હું જમીશ. હં, પરંતુ એ કેમ આવ્યા નહિ?'

એ દરમિયાન એક દાસી ત્યાં આવી પહોંચી. તેણે જામોતીને ઉદ્દેશી કહ્યું : 'બાઈજી! જગદેવ કુંવર અને મહારાજા તેમના મંત્રણાગૃહમાં ખાનગી વાતચીતમાં પરોવાયા છે. મને તો દ્વારપાલે એમના ખંડમાં જવા જ ન દીધી. તેણે મને કહ્યું : 'મહારાજ અને જગદેવકુંવર ખાનગી મસલતમાં પડયા છે. તેઓ જમવાના પણ અહિં છે, એટલે તમારે ગમે તેવું કામ હોય છતાં તે તમને મળી શકશે નહિ, એટલે હું પાછી ફરી.'

'અરે ગાંડી!' જામોતીએ કહ્યું. 'મહારાજાને કહે કે જગદેવકુંવર આજ તો અમારા ત્યાંજ જમશે, અને તેમ છતાંયે તેઓ ન માને તો કુંવરજીને તું પૂછતી આવજે કે તે કયારે અહિં આવશે; જા, ઝટ જા.'

દાસી ગઈ અને થોડીવાર પછી તે પાછી ફરી. તેણે કહેવા માંડયું, 'બાઈજી! હું ખંડમાં દાખલ થવા ગઈ એટલે પુનઃ દ્વારપાળે મને રોકી. મેં ઘણી કાકલુદી કરી અને મહારાજાને મળવાનું અતિ મહત્વનું કામ છે એમ જણાવ્યું, ત્યારે તેણે મને અંદર જવા દીધી. હું ગઈ ત્યારે મહારાજા અને કુંવરજી જમતા હતા. મેં મહારાજાને કહ્યું, 'જગદેવ કુંવર માટે અમારે ત્યાં રસોઈ તૈયાર છે અને

તમે આ શું કર્યું ? ચાવડીજી હજી તેમની રાહ જોઈને બેસી રહ્યાં છે.'

ત્યારે જગદેવ કુંવરે મને કહ્યું, 'જાઓ ચાવડીજીને કહેજો કે તે જમી લે. મારે મહારાજા સાથે મહત્વની ખાનગી મંત્રણા કરવાની છે, એટલે હમણાં હું ત્યાં આવી શકીશ નહિ.'

પછી મેં પૂછયું, 'તમે ત્યાં ક્યારે આવશો ?'

તેમણે મહારાજાને પૂછ્યું, 'આપણને કેટલો સમય લાગશે ?'

'ચાર કલાક,' મહારાજાએ કહ્યું.

પછી તેમણે મને કહ્યું, 'હું લગભગ રાતના દશ વાગે ત્યાં આવીશ.'

પછી હું તેમની આજ્ઞા લઈ અહીં પાછી આવી.

દાસી બનાવટી વાત કરી રહી એટલે જામોતીએ કહ્યું, 'ત્યારે ચાલો વહુજી ! આપણે જમી લઈએ.'

વીરમતિ નહિ જેવું જમી. મુખવાસ લીધો. પછી બધાં ભેગાં મળી અવનવી વાતો કરવા લાગ્યાં.

જગદેવ મકાન ભાડે રાખી આદઅશીંગ તળાવની કાંઠે આવ્યો. વીરમતિ ત્યાં ન હતી. તેણે ત્યાં રથ અને ઘોડાનાં પગલાં દીઠાં. તેને લાગ્યું કે વીરમતિને ભોળવી કોઈક લઈ ગયું. તેના મુખ પર ખિન્નતા છવાઈ ગઈ, હૃદય તૂટું તૂટું થઈ ગયું; તેને અકથ્ય વેદના થવા લાગી. પાટણ જેવા વિશાળ નગરથી તે બીલકુલ અજાણ્યો હતો. હવે વીરમતિની

ભાળ ક્યાં કાઢવી એની ગુંચવણમાં તે પડયો, પરંતુ તેણે કંઈક નિશ્ચય કર્યો હોય તેમ તેના મોં ઉપરથી જણાઈ આવતું હતું.

તે દરબાર ગઢ તરફ ચાલ્યો. પરંતુ રાત પડી ગઈ હતી. દરબારગઢ બંધ થઈ ગયો હતો. તે નિરાશ બની પાછો વળ્યો; હવે કોનો આશરો શોધવો એ વિચાર કરતાં તે ચાલ્યો જતો હતો.

પાયગાની ઘોડાર્ે એક હાંણિયો બેઠો હતો. જગદેવનાં વસ્ત્ર અને દેખાવ પરથી તેણે તેને કોઈ ઉચ્ચ કુટુંબના માણસ તરીકે પારખી લઈને પૂછ્યું, 'જી! આપને કોનું કામ છે?'

જગદેવ તેની પાસે ગયો. તેણે તેને સઘળી હકીકત કહી. તેણે જગદેવને આશ્વાસન આપતાં કહ્યું: 'તમે હવે આજની રાત અહિં રહો. હું રાજરસોડેથી તમારા માટે જમવાનું લઈ આવું છું અને હું તમારી મુલાકાત મહારાજા સાથે સવારે કરાવી આપીશ, એટલે તમારી બધી મુશ્કેલીઓનો એક સામટો અંત આવી જશે.'

જગદેવ વીરમતિના અને પોતાના ભાગ્ય વિષે કંઈ કંઈ વિચારો કરતો, અકળામણ અનુભવતો, આખીયે રાત જાગતો ત્યાં પડી રહ્યો.

## ૧૨

# હવસનું ફળ!

સૂરજદેવ ક્ષિતિજે પોઢ્યા હતા. રજનીરાણી તિમિર સાડી સજી જગતને પળેપળે તેનાં જાદુઈ ઘેનમાં વશ કરતી મંદ પગલીએ આવી રહી હતી. પાટણ નગરના ગૃહે ગૃહે અંધકારનો ધ્વંસ કરી પ્રકાશ પાથરતા દીપકો સળગી રહ્યા હતા. એ સમયે જામોતિની હવેલીના એક ઓરડામાં કંઈ ઓર શોભા અને ગોઠવણ થઈ ચૂકી હતી.

આખોએ ઓરડો આસમાની રંગે રંગેલો હતો. ઓરડાની ચારે દિવાલે સાત દીવા ટાંગવામાં આવેલા હતા. દરેકનો પ્રકાશ જુદા જુદા રંગીન કાચ મારફતે બહાર પડતો હતો અને એવી ગોઠવણી કરવામાં આવી હતી કે એ સપ્તરંગી પ્રકાશ એકત્ર બની ઓરડાની છત પર ચંદ્રમાનો આકાર પાડતો હતો. છતનો રંગ પણ આસમાની હતો. છતમાં થોડે થોડે અંતરે નાના નાના દીવાઓ લટકાવવામાં આવ્યા હતા. ચંદ્રમાની આસ-પાસ તારાઓ ચળકે છે તેમ. સપ્તરંગી પ્રકાશ વડે સર્જેલા ચંદ્રાકાર આસપાસ નાના નાના દીવાઓ તારાઓની

માફક પ્રકાશી રહ્યા હતા. દીવાલો પરનું રંગબેરંગી ચિત્રામણ એ સમયે વધુ આકર્ષક અને ભવ્ય લાગતું હતું. સારોએ ઓરડો ફૂલોના મધમધાટથી મ્હેંકી રહ્યો હતો.

એક ખુણામાં પલંગ પડયો હતો. તેના ઉપર ફુલાચ્છાદિત મોટું ગાદલું અને સફેદ ચાદર પાથરેલાં હતાં. મધ્યભાગમાં એક મોટું ગોળ મેજ હતું અને તેની આસપાસ ચાર ખુરશીઓ મૂકેલી હતી. મેજ પર દારૂના બાટલા અને જામ પડેલા હતા.

મેજ પર પગ પર પગ રાખી લાલકુંવર નશામાં ચકચૂર બની એક ખુરશી પર બેઠો હતો. તેની નાની પરંતુ વાંકડી મૂછો તેના ગોળ અને ભરાવદાર ચહેરા પર યુવાનીની ઉચ્છૃંખલતાનું આપોઆપ ભાન કરાવતી હતી. તેની ખુરશી પાછળ તેનો દુપટ્ટો અને તલવાર લટકતાં હતાં. પોતાની આજની વિલાસ પોષક સુંદર રમણીના ઝાંઝરના મધુર અને મંદ રવ સાંભળવા તે ઉત્સુક બની વારે વારે બારણા પ્રતિ કાન માંડતો હતો. આજ એના દિલમાં પતંગશી પ્રેમભાવના હતી, એના હૃદયમાં સ્વર્ગનો ઉલ્લાસ હતો. આજે એ પોતાને કોઈ વિરલ વિભૂતિ માનતો હતો અને એટલા માટે જ એણે એ ઓરડામાં કૃત્રિમ આકાશની રચના કરાવી હતી. જગતમાં આવા દુષ્ટ અને વિષયી માણસ શા માટે જીવતા હશે? શું એનામાં જ જીવનની સાર્થકતા સમાએલી છે? એમને હૃદય કે બુદ્ધિ હોતાં હશે કે?

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થવા આવ્યો. જમોતી અને વીરમતિ વિવિધ વાર્તાલાપ કરી રહ્યાં હતાં. પરંતુ

વીરમતિને એ બધું શુષ્ક લાગતું હતું. અમરસ વિહોણું ભોજન કેવું લાગે ? પરિચિત સ્રીને પતિ વિહોણી પ્રત્યેક પળ એવી જ લાગે ને ?

'જગદેવકુંવર હજુ કેમ આવ્યા નહિ' એ વિચારોની પરંપરા વીરમતિને વ્યાકુળ બનાવી રહી હતી, એટલામાં એક દાસી ત્યાં આવી, જામોતીને ઉદ્દેશી તેણે કહ્યું. 'બાઈજી ! જગદેવકુંવર આવી ગયા છે અને તેમના શયનગૃહમાં બેઠા છે.'

'વહુજી !' વીરમતિને ઉદ્દેશી જામોતીએ કહેવા માંડ્યું, 'તું હવે જા, અને નિરાંતે સૂઈ જા.' પછી તેણે દાસીને કહ્યું. 'જા. વહુજીને એ ઓરડામાં મૂકી તરત પાછી આવતી રહે.'

વીરમતિ દાસી પાછળ ચાલી

વીરમતિને ઓરડામાં દાખલ કરી, બારણાની બહારની સાંકળ ચઢાવી દાસી પાછી ફરી. વીરમતિ જગદેવને બદલે અવર પુરુષને દેખી આભી બની ગઈ. પોતે છેતરાઈ છે એવો તેને ભાસ થયો.

ઓરડામાં પથરાએલા પ્રકાશમાં વીરમતિનું ઝગારા મારતું ગુલાબી સૌન્દર્યે ભર્યું મુખડું દેખી લાલકુંવરના હૃદયમાં કંઈનું કંઈ થઈ ગયું. તે ખુરશીમાંથી ઊભો થઈ ગયો અને બોલવા લાગ્યો; 'આવ, આવ, પ્રાણેશ્વરી ! તમારી રાહ જોઈ જોઈને મારું હૃદય બળી જતું હતું. આવ, આવ, મારા જલતા હૃદયને જલદી શાન્ત કર.' એટલું બોલતાં નશાના ઘેનમાં તેને એક લથડિયું આવી ગયું. તે પડતાં પડતાં બચી ગયો.

વીરમતિના શરીરમાં ભયની એક કંપારી આવી ગઈ. તેને આસમાન તૂટી પડતું હોય તેવો ભાસ થયો. તેની આંખે અંધારાં આવી ગયાં, પરંતુ એ ગમે તેવા ભયથી આવ કરી જાય તેવી નહતી. કહો કે એ સમયે ભય તેને પાલવે તેમ ન હતો. તે સાવધ બની જ્યાં હતી ત્યાં જ નિર્ભય બની ઊભી રહી.

ઘણીખરી સ્ત્રીઓને જીવન જીવવાની લાલસા નાહિંમત કરી દે છે અને તેથી તેઓ પોતાની પવિત્રતાનો ધ્વંસ પણ મને કે કમને સહન કરી લે છે, પરંતુ પવિત્રતા વિહોણું જીવન જીવવું એના કરતાં મૃત્યુનાં ચરણોમાં જીવન સમર્પણ કરવું એ જ યોગ્ય છે—પ્રશંસા પાત્ર છે.

વીરમતિ પોતાનો પ્રાણ જાય તો ભલે, પરંતુ મરતાંએ પવિત્રતા ન લુંટાવ એ વિચારોમાં તલ્લીન છતાં સાવધ ઉભી હતી.

વીરમતિને અડોલ ઉભેલી દેખી, લાલકુંવર લથડતા પગે તેના તરફ ચાલ્યો. વીરમતિ વધુ સાવધ બની.

નાગ ભયંકર છે, છતાંયે તે મદારીની મોરલીમાં મગ્ન બની વશ બને છે. હવસનો ગુલામ પણ એવોજ ભયંકર છે. કોઈ સ્ત્રીનું શિયળ લુંટતાં તેને બુધ્ધિ કે વિચાર સુઝતાં નથી. સ્ત્રીને પોતાની સમીપ એકાંતમાં એકલી અને નિરાધાર નિહાળી તેનામાં પશુતા જન્મે છે. અને એ સમયે એની રાક્ષસી લાલસા વૃત્તિથી વિમુક્ત રહેવું યા રક્ષણ કરવું સહેલું કાર્ય નથી. કેટલાક પ્રસંગો એવા હોય છે કે જે બળથી નહિ પણ કળથી નિવારી શકાય છે. વિષયી પુરુષ બુદ્ધિ કે

ઉપદેશથી વશ બની શકતો નથી. 'દગા કે પ્રપંચ વડે જ તેને વશ કરી શકાય' એમ વિચારી પોતાની તરફ આવતા લાલકુંવર પ્રતિ વીરમતિએ એક સ્મિત કર્યું.

એ સ્મિતે જાદુઈ અસર કરી. લાલકુંવર હતો ત્યાં જ થંભી ગયો. તેના હૃદયમાં હર્ષ અને આનંદની છોળો ઉડી. તેણે કહ્યું. 'આવ, આમ આવ, ત્યાં ઊભી રહી મને નાહક શા માટે દુભવે છે? નહિ આવે તો હું તને બળાત્કારે પકડી પાડીશ.'

વીરમતિ સમય-પરીક્ષક હતી. જરૂરી પ્રસંગ આપડતાં તેણે સ્મિત વહેતે કહ્યું: 'અરે, તમે આમ ગાંડા શું થઈ ગયા છો? હું તો તમારી પરીક્ષા કરતી હતી. તમારો સ્નેહ જોતી હતી. જુઓ સ્ત્રી દેખી આટલા બધા ઘેલા ન બનીએ હાં.'

વીરમતિના મધુર સ્વરે ઉચ્ચારાએલા શબ્દો લાલકુંવરના હૃદયમાં સોંસરવા ઉતરી ગયા. તેની કલ્પનાએ સર્જેલું સ્વર્ગીય સુખ હાથ આવતું હોય તેમ તેને લાગ્યું. તે પાછો ફર્યો અને પુનઃ ખુરશી પર બેઠો.

વીરમતિ તેની સમીપ ગઈ. મેજ પરથી શરાબનો શીશો લઈ એક જામમાં ઠાલવ્યો. પછી લાલકુંવર સામે ધરી તેણે કહ્યું. 'લ્યો, આટલું અમૃત તો પીઓ!'

'અરે!' લાલકુંવરે કહ્યું: "હવે કેટલું? એ પી પીને હું બેહોશ જેવો બની ગયો છું. હવે એ મને ન જોઈએ. મને તો તારું હૃદયઅમૃત જ પીવાડ એટલે બસ'

'અરે એમ તો હોય !' વીરમતિએ કહ્યું. "અમૃતનો નકાર કદી થતો હશે ?"

'લાવો ત્યારે,' વીરમતિના શબ્દે શબ્દે તે ઢીલો પડતો હતો. તેણે જામ હાથમાં લીધો અને તેમાં ભરેલો પ્રવાહી પદાર્થ ઝડપથી ગટગટાવી ગયો.

વીરમતિએ પુનઃ બીજો જામ ભરીને તેની સામે ધર્યો. લાલકુંવર નકારતો ગયો અને વીરમતિ તેની મોહક વાણીથી વશ કરતી તેને એક પછી એક આપતી જ ગઈ. શરાબ બેહદ પીવાઈ જતાં લાલકુંવર બેશુદ્ધ બની બેઠક પર ગબડી પડયો ! વ્યસનના એ રંગ !

વીરમતિ વિફરી, છંછેડાયેલી વાઘણ વિફરે તેમ. લાલકુંવરની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી તેણે એક જ ઘાએ લાલકુંવરનું માથું ધડથી જુદું કરી નાખ્યું. હવસનું એ ફળ !

લાલકુંવરના શબને દુપટ્ટામાં વિંટાળી, પલંગ પર પાથરેલી ચાદર વડે બાંધી તેણે બારી વાટે શબની પોટલી બહાર રસ્તા પર ફેંકી દીધી. દુષ્ટનું નિકંદન કરી નિર્ભય બન્યા પછી તેને વિચારો આવ્યા.

'અજાણ્યા નગરમાં આવી મેં આ શું કર્યું ? જગદેવકુંવરનું શું થયું હશે ? સવારે શું શું થશે,' એ વિચારોમાં લીન બની અને આવતા કોઈ પણ ભયને પહોંચી વળવા હાથમાં નગ્ન તરવાર રાખી તે આખીએ રાત્રી જાગતી બેસી રહી.

૧૩

# ઓળખાણ અને સન્માન

**પાટણ** નગરના ચોકીદારો પરોઢની છેલ્લી રોન મારતા હતા. સર્વત્ર અંધકાર ફેલાએલો હતો. પાટણનગરીની ભવ્યતાની પરસ્પર વાતો કરતા તેઓ જુદા જુદા મહોલ્લાઓ, પોળો અને રસ્તાઓ પર ફરતા ફરતા વનમોતી વેશ્યાની હવેલી પાસે આવ્યા. અંધકારમાંયે એ હવેલીની ભવ્યતા તેમને આકર્ષતી હતી. તેઓ તેને નીરખતા ચાલ્યા જતા હતા. એવામાં એક ચોકીદારના પગે અડફટ વાગી. તે ગબડી પડયો. બધા ઉભા રહ્યા. એક જણે કહ્યું, 'અલ્યા શું છે ? આમ ગોથાં કેમ ખાય છે?'

'જુઓ તો ખરા, રસ્તા વચ્ચે આ શું પડયું છે?' ભોંય પડેલા ચોકીદારે કહ્યું.

ત્રણે ચોકીદારોએ ત્યાં જઈ જોયું તો એક મોટી પોટલી રસ્તા વચ્ચે પડેલી હતી. તેમાં કંઈક બાંધેલું હતું. એક જણે તેને ઊંચકી જોઈ પછી કહ્યું, 'અલ્યા, લાગે છે તો વજનદાર, ચોરીનો માલ મોટો જણાય છે.

એક ચોકીદારે પોટલી માથે લીધી, પછી તેઓ તેમના રહેઠાણ તરફ ચાલ્યા. રસ્તામાં તેઓ માંહોમાંહે વાતો કરતા હતા. 'આજ તો મોટી ચોરીનો મુદ્દામાલ પકડાયો છે. કોટવાળજી આજ આપણા પર ખુશી થશે. કોની પોટલી હશે? એમાં શું હશે?' એવા વિવિધ તર્કવિતર્કો કરતા તેઓ ચબુતરે પહોંચ્યા. અને ડુંગરશીના આગમનની રાહ જોતા તેઓ ત્યાં બેઠા.

પ્રભાતનું ઝાંખું અજવાળું સર્વત્ર પથરાવા લાગ્યું. ડુંગરશી કોટવાળ પ્રાતઃ ક્રિયાથી પરવારી ચબુતરે આવી પહોંચ્યો. ચોકીદારોએ ઉભા થઈ સલામો કરી. બધાના મુખ પર આનંદની રેખાઓ પ્રસરેલી હતી, એ જોઈ ડુંગરશીએ પૂછ્યું, 'અલ્યા, આજ આટલા બધા કેમ આનંદમાં આવી ગયા છો? કોઈ ગઢ જીત્યો છે કે શું?'

'જી હજુર,' એક ચોકીદારે કહ્યું. 'ગઢ' તો અમ જેવા શું જીતી શકે! આપ જેવાની મહેરબાની અને મદદ હોય તો એ પણ કંઈ અઘરું કામ નથી, પરંતુ અમે આજ ચોરીનો મુદ્દામાલ પકડી લાવ્યા છીએ.'

'હું! ચોરીનો મુદ્દામાલ! તમે ચોકી તો ઠીક કરતા લાગો છો.'

'હા, હજુર, પરંતુ એ બધુ આપના જ પ્રતાપે.'

'લાવો, ડુંગરશીએ કહ્યું, જોઈએ તો ખરા કે મુદ્દામાલમાં શું શું છે.'

'જી હજુર,' એમ કહી એક ચોકીદારે ડુંગરશી સમક્ષ પેલી પોટલી હાજર કરી.

'છોડો,' ડુંગરશીએ આજ્ઞા કરી.

ચોકીદારે પોટલીની ગાંઠે છોડવા માંડી. પ્રથમ પડ ખોલતાં થીજી ગએલા લોહીના ડાઘ દેખાયા. તે સહસા બોલી ઊઠયો, 'જી, ખૂન!'

'હેં! ખૂન!' ડુંગરશી સાશ્ચર્ય બોલી ઉઠયો: 'બોલ, જલદી બોલ, કોનું ખૂન થયું છે?'

ચોકીદારે ઝડપથી પોટલી ખોલી નાખી. શબ પહોળું કર્યું. માથું અને ધડ જુદાં હતાં. મોં છુંદાઈ ગયેલું હતું. તેના ઉપર લોહીના થર જામેલા હતા એટલે કોનું શબ છે એ ઝટ કળી શકાય તેમ નહોતું, પરંતુ શબના દેખાવ ઉપરથી અનુમાન કરતાં તેણે ગભરાતા સ્વરે કહ્યું, 'જી હજુર લાલકુંવરનું ખૂન થયું હોય તેમ લાગે છે.'

'હેં! લાલકુંવરનું ખૂન!' પુત્રનું ખૂન થયેલું જાણી ડુંગરશી એકદમ બેશુદ્ધ બની ભોંય પર પડી ગયો. ચોકીદારોએ પાણી લાવી તેના મોં પર હળવે હળવે છાંટયું. પવન નાંખ્યો. થોડી વારે તે શુદ્ધિમાં આવ્યો. તે બબડવા લાગ્યો. 'લાલકુંવરનું ખૂન! હું મહાન પાટણ નગરનો કોટવાલ. પાટણની સઘળી પ્રજા મારે વશ! અને મારાજ પુત્રનું ખૂન!'

તેણે ઘેર તપાસ કરાવી. લાલકુંવર ઘેર ન હતો.

ચોકીદારોનાં મોં પડી ગયાં હતાં. શી શિક્ષા થશે એ વિચારે તેઓ ધ્રૂજતા હતા. તેમની આંખોમાં આંસુ હતાં. ડુંગરશીએ તેમને સહસા પૂછયું: 'આલ્યા શબ કયાંથી લાવ્યા?'

'જી હજુર,' જામોતી વેશ્યાની હવેલી પાસે પડેલું હતું.'

'જામોતી વેશ્યા!' ડુંગરશી સક્રોધ બબડયો.

'શું વેશ્યાગૃહે તે જતો હશે?' તેને વિચાર આવ્યો 'ના. ના. મારો પુત્ર વેશ્યાગૃહે જાયજ નહિ.' એ વિચારાને પુત્રના પરાક્રમોની કયાં ખબર હતી! 'પરંતુ એ ઘેર નથી. ત્યારે એ કયાં ગયો હશે? આ એનુંજ કામ હોવું જોઈએ' એ વિચારે તેનું મન ભમવા લાગ્યું. 'જામોતીને ત્યાં તપાસ કરીએ!'

બાપા ચાલ્યા. ડુંગરશીની આંખો ક્રોધથી લાલઘુમ થઈ ગઈ હતી. તેની આંખોમાં વેર-ખુનસ હતું. તેના હૃદયમાં પુત્ર-મરણથી અગાધ વેદના થતી હતી.

ડુંગરશીને આવતો દેખી એક દાસીએ જામોતીને ખબર આપ્યા. કોઈ દિવસ નહિ ને ડુંગરશીના આમ અચાનક આગમનથી જામોતીને વહેમ ગયો કે લાલકુંવર અહિં આવે છે તે ડુંગરશી જાણી ગયા હશે કે શું? તે ભય પામી કંપવા લાગી. ડુંગરશીએ રોષમાં તેને પૂછ્યું 'લાલકુંવર કયાં છે?' 'જી હજુર, ધ્રુજતાં ધ્રુજતાં તેણે કહ્યું. 'અહિંજ છે.'

'બોલાવ, એ બદમાશને, આવા નીચ ધંધા કરે છે! ક્યાં છે એ? મારી સમક્ષ જલદીથી તેને હાજર કર!'

પોતાને શિક્ષા થશે એ વિચારે જામોતી ગભરાઈ તે વીરમતિના ઓરડા પાસે ગઈ અને બોલી. 'વીરમતિ' લાલ-કુંવર જાગ્યા છે કે? તેમને બહાર મોકલ તો!'

'હવે શું જાગે!' વીરમતિએ રોષમાં કહ્યું: 'કુલટા, કભારજા, તારે મને પાપીણી બનાવવી હતી. મને છેતરવી હતી. મારું શિયળ નષ્ટ કરાવવું હતું. એ તો પોઢી ગયો. સદાને માટે પોઢી ગયો. હવે જાગે ક્યાંથી? મેં તેનું ખૂન કર્યું. તું પણ આમ આવ. મારા જગદેવને લાવ; નહિ તો તારું પણ હું ખૂન કરીશ!'

લાલકુંવરનું ખૂન થએલું જાણી જામોતી થથરી ઊઠી. તેના પગ ધ્રુજવા લાગ્યા માથે ચક્કર આવવા લાગ્યાં. લથડતે પગે તે પાછી આવી તેણે ધ્રુજતા સ્વરે કહ્યું. 'જી હજુર, લાલકુંવરનું...'

'ખૂન થયું!' જામોતીનું અધુરું રહેલું વાક્ય રોષમાં પુરું કરતાં ડુંગરશી બોલી ઊઠયો. તેના હૃદયમાં ક્રોધની—ગુસ્સાની અસીમ જ્વાળાઓ ભભૂકી ઊઠી. તેણે જામોતીના શરીરપર જોરથી પાદપ્રહાર કર્યો...જામોતી ચીસ પાડતી ભોંય પર ગબડી પડી.

લાલકુંવરના ખૂનના સમાચારે આખાએ પાટણ નગરમાં સનસનાટી ફેલાવી દીધી. ચોરે અને ચૌટે, ઘેર અને બહાર સર્વત્ર ખૂનની વાત ચર્ચાઈ રહી હતી. પાટણ નગરના કોટવાળના પુત્રનું ખૂન એ સૌને મન નવાઈ જેવી વાત હતી.

મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવ પ્રાતઃક્રિયાથી પરવારી દરબારમાં જવા સજ્જ થતા હતા. તેમણે પણ આ આશ્ચર્યજનક વાત સાંભળી. તે તરતજ સાદા પહેરવેશે જામોતીની હવેલીએ તપાસ કરવા ચાલ્યા. પાંચદશ અનુચરો તેમની પાછળ ચાલતા હતા.

જગદેવે પણ આ વાત સાંભળી તેને વહેમ ગયો કે 'વીરમતિ આ જગ્યાએ સપડાઈ હોય અને તેણે આવું કાર્ય કર્યું હોય તો.' એટલે તે પણ તેના સાથીદાર સાથે જામોતીની હવેલી તરફ જતો હતો રસ્તામાં મહારાજાધિરાજ મળ્યા. ઠાણુવાએ તેમને સલામી આપી. ઠણુવા સાથે જગદેવને દેખી તે વિચારમાં પડયા. આ કોઈ નવીન આગંતુક છે એમ તેમને લાગ્યું. જગદેવના ભરાવદાર અને આકર્ષક દેખાવ ઉપરથી તે કોણ છે તે જાણવા તેનું મન થયું, પરંતુ એ સમયે ઉતાવળ હોવાથી એ વિચાર તેણે માંડી વાળ્યો. તે ઝડપથી ચાલતા હતો જગદેવ અને તેનો સાથીદાર પણ તેમની પાછળ પાછળ ઝડપથી ચાલતા હતા

જામોતીની હવેલી પાસે માણસોની જબ્બર ભીડ જામી હતી સિદ્ધરાજને આવતા દેખી, સૌ 'મહારાજાધિરાજની જય' બોલતા વેગળા ખસી ગયા. માર્ગ મોકળો થઈ ગયો. સિદ્ધરાજ, જગદેવ તથા અનુચરો ત્વરિત ગતિએ જામોતીની હવેલીમાં દાખલ થઈ ગયા.

વીરમતિએ ઓરડાનાં બારણાં અંદરથી બંધ કર્યાં હતાં. બારણાં મજબૂત મજબુત હોવાથી ઝટ તુટી શકે તેમ નહોતાં. બારણાંથી થોડેક છેટે દીવાલમાં એક નાની બારી હતી એક માણસે અચાનક તેને ઠેલી જોઈ. બારી ઉઘડી ગઈ. હવે તેને હિંમત આવી. બારીમા માથુ ઘાલી તે ઓરડામા દાખલ થવા ગયો. વીરમતિએ એકજ સપાટે તેનું માથું કાપી નાખ્યું. બીજા ગભરાઈ ગયા ઓરડામાં પેસવાની હવે કોઈની હિંમત ન ચાલી. સર્વત્ર શોરબકોર થઈ રહ્યો હતો. મહારાજાધિરાજ

આવતાં સહુ શાન્ત થઈ ગયા. તે સીધાજ બારણા નજીક ગયા અને કહ્યું. 'બહેન, બારણાં ઉઘાડ.'

સિદ્ધરાજના ઉચ્ચારાએલા શબ્દો પરથી લાગ્યું કે આ કોઈ સજ્જન પુરુષ છે. તેણે પૂછ્યું, 'તમે કોણ છો?'

તેણે સહેજ થોથરાતા સ્વરે કહ્યું, 'હું...હું ગુજરાતનો મહારાજાધિરાજ.'

'કોણ? મહારાજાધિરાજ!'

'હા, બહેન', હું પોતે તમને આજ્ઞા કરું છું, 'બારણાં ખોલી નાખો. તમને હવે જરાપણ આંચ નહિ આવે.'

'મહારાજાધિરાજ!' વીરમતિએ કહેવા માંડયું. 'તમારી ખ્યાતિ સાંભળી અમે અહિં આવ્યાં, તમારી મહાન નગરીમાં આવાં દુષ્ટ માણસો વસે છે એવી અમને જાણ હોત તો અમે અહિં આવત જ નહિ. તમારા રાજ્યમાં આટલી બધી અવ્યવસ્થા અને અંધેર ચાલે છે? શું પાટણનગરને સ્ત્રીઓની કંઈ કિંમતજ નથી?'

વીરમતિની ઓજસ્વી વાણી સાંભળી એ સમયે તે મહારાજાધિરાજ મટી ગયો હતો. તેની સત્તાની ખુમારી અલોપ થઈ ગઈ હતી. તેણે કહ્યું. 'બહેન, ગભરાઈશ ના. ગુનેગારને હું શિક્ષા કરીશ. તું શાન્ત થા. તારી ઓળખાણ?'

'મારું નામ વીરમતિ. હું ટૂંકટોડાના રાજા રાજજીની પુત્રી થાઉં અને ધારાનગરના રાજા ઉદયાદિત્યના નાના કુંવર જગદેવની પત્ની છું. મારા જગદેવ આ પાટણ નગરમાં જ છે. તેમને અહિં લાવો. ત્યાર પછી જ હું બારણાં ખોલીશ. તેના સિવાય હું અહિં ખૂનની નદીઓ વહાવીશ!

જગદેવ દુરથી આ બધું સાંભળી રહ્યો હતો. તેણે જાણ્યું કે વીરમતિજ ઓરડામાં છે. તે હળવેથી આગળ આવ્યો. તેણે બારણા નજીક જઈ કહ્યું. 'વીરૂ, બારણાં ખોલી નાખ.'

સિદ્ધરાજે તેની પાસે ઉભેલા જગદેવને પુનઃ નિહાળ્યો. તે તેના પ્રભાવથી સહેજ અંજાયો હોય તેમ લાગતુ હતું.

'કોણ જગદેવ?' વીરમતિ ઓરડામાંથી બોલી. 'હા, હું જગદેવ. બારણાં ખોલી નાખ.'

વીરમતીએ જગદેવનો અવાજ ઓળખ્યો. તેણે બારણાં ખોલી નાખ્યાં. તેના હાથમાં નગ્ન તરવાર હતી. તેની આંખોમાં તેજસ્વી નૂર હતું. તેના વદન પર લોહી તરતું હતું. એ સમયે તે ચંડિકા સમાન જણાતી હતી.

જાણે કોઈ દેવી દર્શન દેતી હોય તેમ સિદ્ધરાજને લાગ્યું. તેના હૃદયમાં એકાએક વીરમતિ માટે પૂજ્યભાવ પેદા થયો. તેણે કહ્યું. 'બહેન, ક્ષમા કર!'

'મહારાજધિરાજ!' ડુંગરશી વચ્ચે બોલી ઊઠયો. તેણે કહ્યું, 'મને ન્યાય આપો. મારા પુત્રનું ખૂન કર્યું છે. એની પાસે ક્ષમાની યાચના!'

સિદ્ધરાજની આંખો લાલઘુમ થઈ ગઈ. તેણે રોષમાં કહ્યું, 'આવાં કુકર્મો કરાવવા તને કોટવાળ બનાવ્યો છે? નીચ કર્મ કરવા જતાં તારા પુત્રને તેનું ફળ યોગ્યજ મળ્યું છે. મારા પહેલાં જ કુદરતે બરાબર ન્યાય કરી દીધો છે.

હવેથી પાટનગરમાં આવું એક પણ કાર્ય થયું તો તને પણ દેહાંતદંડની શિક્ષા થશે. જા દૂર હટ!'

ડુંગરશી ભગ્ન હૃદયે ચાલ્યો ગયો. જામોતી વેશ્યાને તાત્કાલિક હદપાર કરવામાં આવી.

જામોતીની હવેલી પાસે રાજરથ આવ્યો. દસબાર દાસીઓ તેની સાથે હતી. સિદ્ધરાજ વીરમતિ અને જગદેવને તેમાં બેસાડી તેની સાથે લઈ ગયો અને પોતાનો એક મહેલ તેમને રહેવા માટે આપ્યો.

દંપતીએ મહારાજાધિરાજનો હૃદયથી આભાર માન્યો. આજના દરબારમાં હાજર રહેવાનું આમંત્રણ આપી તે ચાલ્યો ગયો.

## ૧૪

# સિદ્ધરાજનો અંગરક્ષક

**પા**ટણ નગરના રાજકર્મચારીઓ, સરદારો અને સદ્‌ગૃહસ્થો વડે શોભતું દરબારગૃહ, ગુજરાતની ભવ્યતા અને આબાદાની અભિનવ રીતે વ્યક્ત કરતું હતું. તેની મધ્યમાં સુવર્ણજડિત સિંહાસન ગોઠવાયેલું હતું. તેની આજુબાજુ ગુજરાતના સૂત્રધારો અને સરદારો હારબંધ બેઠેલા હતા. પ્રજાજનો પોતપોતાના સ્થાને હારબંધ ગોઠવાઈ ગયા હતા. સર્વત્ર શાન્તિ હતી. મુંજાલ મહેતા તેમના સ્થાનકે બેઠા બેઠા દરબાર પર ઝીણી નજર ફેરવી રહ્યા હતા. તેમના ભાલપ્રદેશે તેજ ચમકતું હતું. બધાથી તેમનું વ્યક્તિત્વ જુદુજ જણાઈ આવતું હતું. તેમની મુછો તેમના સુડોળ ચહેરા પરની કડકાઈ વધારે વ્યક્ત કરતી હતી. તેમના વિશાળ અને તેજસ્વી નયનોમાં કોઈને પણ વશ કરવાનો જાદુ હતો. ગુજરાતને આબાદાનીના ઉન્નત શિખરે પહોંચાડનાર એ ચાણાક્યનીતિજ્ઞ પ્રધાનનો ખુદ મહારાજાધિરાજ કરતાંએ પ્રજાજનો પર વિશેષ દાબ અને પ્રભાવ હતો. તે તેમની પાસે બેઠેલા સરદારો સાથે હળવી મઝાક કરી રહ્યા હતા.

મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવની દરબારમાં પધરામણી થઈ. સૌએ ઉભા થઈ સલામી આપી. ગાન વાદન ને નૃત્ય આરંભાયાં. દરેકને સંગીત અને નૃત્ય વડે નવીન તાઝગી સાંપડી. સૌના વદન પર આનંદ રેખાઓ નાચી ઊઠી.

પછી મહારાજાધિરાજે જગદેવને બોલાવી તેના આગમનનું કારણ પૂછ્યું.

'મહારાજાધિરાજ!' જગદેવે કહ્યું; 'આપની ખ્યાતિ સાંભળી હું અહિં આપની તહેનાતમાં નોકરી શોધવા આવ્યો છું. મારી ભાવનાઓનું પોષણ અને વર્ધન ફક્ત પાટણમાંજ થઈ શકે તેમ છે, એવું જાણીને હું અહિં આવ્યો છું. મહાજનોનો સહવાસ મળવો દુર્લભ છે. છતાં આપ જેવા મહા પુરુષની મારા પર રહેમનજર ફરે તો મારું ભાગ્ય યશસ્વી નીવડે એ વિચારેજ હું લોભાઈને અહિં આવ્યો છું.'

જગદેવનાં વેણુની સિદ્ધરાજ પર અસર થઈ હોય તેમ જણાતું હતું. 'આ માણસ ચાલાક છે, બુદ્ધિશાળી છે એની મુખમુદ્રાજ દર્શાવે છે કે એ વીર છે. મારા દરબારમાં શોભે એવો છે.' આવા વિચારો સિદ્ધરાજના મનમાં ઝપાટબંધ ફરી વળ્યા. તેણે પૂછ્યું. 'તમે કઈ નોકરી કરશો?'

'મહારાજાધિરાજ! આપ જે કાર્ય સોંપો તે કરવાને હું તૈયાર છું.'

'હું તમને કોઈ એક પ્રાંતના સુબા બનાવી તેનો રાજકારભાર સોંપું તો તમે એ કાર્ય કરી શકશો!'

જગદેવે થોડોક સમય વિચાર્યું, પછી કહ્યું; 'ના'

'કેમ નહિ?'

'મહારાજાધિરાજ!' તેણે શાન્ત ચિત્તે કહેવા માંડ્યું, 'આપ જાણો છો કે ગુજરાત અને માળવા વચ્ચે સારો સંબંધ નથી. આજ નહિ ને આપ ભવિષ્યમાં એના પર ચઢાઈ કરો અને મારે પણ આપની આજ્ઞાથી ત્યાં જવું પડે તો? માળવા મારી જન્મભૂમિ છે. મને એ મારા પ્રાણથીયે પ્યારી છે. મારો દેહ એની માટીમાં ઘડાયો છે. હું તેનો દ્રોહી શી રીતે થઈ શકું? હું આપનો તાબેદાર એટલે મારે આપની આજ્ઞા શિરોમાન્ય કરવીજ પડે. હું તેમ ન કરું તો હું માતૃભૂમિનો કૃતઘ્ની ગણાઉં. મારા નામને બટ્ટો લાગે એટલે હું સુબાગીરી લેવાનું ના પસંદ કરું છું. હું આપની બીજી નોકરી કરતો હોઉં તો આપની નોકરી કરું ત્યાં સુધીજ આપનો તાબેદાર ગણાઉં. આપ માળવા પર ચઢાઈ કરો તો હું આપની નોકરી છોડી દઈ મારા દેશના રક્ષણ માટે હું આપની સામે લઢી શકું, એટલે મારી જન્મભુમિનો હું કદાપિ દ્રોહી ન બનું એવી નોકરીની મારે જરૂર છે.'

'શાબાશ! ધન્ય છે!' સિદ્ધરાજના મોમાંથી શબ્દો એકાએક સરી પડયા. તે જગદેવ પર ખુશ થઈ ગયો. તેણે જગદેવને જેવો ધાર્યો હતો એનાથીયે વિશેષ સારો છે એમ તેને હવે લાગ્યું. જગદેવને રાણીવાસનો ચોકીદાર અને પોતાનો અંગરક્ષક નીમી તેને દરરોજ એક હજાર રૂપિયા આપવા તેણે ખજાનચીને હૂકમ કર્યો.

દિવસ ઉગે ને આથમે કે તરતજ જગદેવને એક હજાર રૂપિયા આપવામાં આવતા. અન્ય સરદારો તેની ઉપેક્ષા કરતા. તેઓ અંદિમાંહે વાતો કરતા કે 'આ શું લાખ ઘોડાંની ફોજ મારવાનો હતો કે દરરોજ હજાર રૂપિયા તેને આપવા મહારાજાએ હુકમ કર્યો હશે!'

શરૂઆતમાં જગદેવને અન્ય સરદારો ઉડાવતા, પરંતુ જેમ જેમ સમય ગયો અને મહારાજાની તેના પર વધારે રહેમ નજર થવા લાગી; તેમ તેમ તે કડક બનતો ગયો. હવે તે કોઇની સાથે ભળતો નહિ ધીરે ધીરે બધા માણસો પર તેનો દાબ બેસી ગયો તેની સામે બોલવાની કે કંઈ કામપ્રસંગ પાડવાની કોઈની હિંમત ચાલતી નહિ. મુંજાલ મહેતા કે કાકદેવના પ્રસંગમાં તેને આવવું પડતું ન હતું

ધીરે ધીરે તેણે પાટણના લશ્કરમાં પોતાના માલવીય યોદ્ધાઓને દાખલ કરાવી પાટણમાં પોતનો પગ મજબુત કર્યો.

ગરીબો પ્રત્યે તેને પ્રેમ હતો. તેને દરરોજ જે રકમ મળતી હતી, તેમાંથી મોટેભાગે તે દાનાર્થે વાપરી નાખતો આમ તે પોતાનું જીવન સ્વાર્થી નહિ બનાવતાં ધર્મ અને પુરુષાર્થે ગાળી રહ્યો હતો.

૧૫

## લાખ્ખોના તારણહારને ખાતર–

કાજળઘેરી રાત અંધારી ઘોર હતી. ઝમઝમ ઝમઝમ મંદ ગતિએ મેહુલો વરસતો હતો. વાતાવરણમાં ગંભીરતા હતી. રાત્રિના દસ વાગ્યા પછીનો સમય હતો. લગભગ આરુએ પાટણનગર નિદ્રાદેવીના ખોળે પોઢયું હતું. એ સમયે પાટણનગરની બહાર રૂદન અને સંગીતના ઉભય ભિન્ન ભિન્ન સ્વરો સંભળાવા લાગ્યા. એ સ્વરોએ સિદ્ધરાજને નિદ્રાભંગ કર્યો. એ તેની મુલાયમ શૈયામાં બેઠો થયો. અંધારી રાતે રેલાતા એ કરૂણ સ્વરો વડે તેના હૃદયમાં ભીતિનો કંઈક સંચાર થયો. તેણે બૂમ પાડી. ' કોણ છે?'

' જી, હજુર!' જગદેવે કહ્યું.

' જગદેવ! હજુ તું જાગે છે! ઘેર ગયો નથી?'

' હા, મહારાજ! હું જાગું છું. આપની આજ્ઞા વિના હું ઘેર ક્યાંથી જાઉં? પરંતુ આપને શું કામ છે?'

' અત્યારે આ અંધારી મેઘલી રાતે કોણ રડે છે અને કોણ ગાય છે?'

'મહારાજ! આપની આજ્ઞા હોય તો તપાસ કરું.'

'હા. તપાસ કરી મને સવારે જણાવજે.'

'વારૂ,' કહી જગદેવ ચાલવા લાગ્યો.

અંધારી મધરાત, ભયંકર અને ભય ભરેલી લાગે છે, —તેમાંયે આ તો ચોમાસાની અંધારી મધરાત હતી. જગદેવ આવી રાત્રિએ તપાસ કરવા જશે કે નહિ તેની ખાત્રી કરવા સિદ્ધરાજ અંધાર પછેડો ઓઢી તેની પાછળ પાછળ હળવે પગલે ચાલી નીકળ્યો. રસ્તામાં આવતાં એક નાકા પરના ચોકીદારોને તેણે 'કોણ રડે છે અને કોણ ગાય છે, તેની તપાસ કરવા આજ્ઞા કરી અને પછી તે જગદેવ પાછળ ચાલ્યો.

જગદેવે દ્વારપાળ પાસે ગઢની એક બારીનાં બારણાં ખોલાવ્યા, અને તે પાછો આવે ત્યાં સુધી બારણાં ખુલ્લાં રાખવાનું કહી તે નગર બહાર ચાલ્યો. સિદ્ધરાજ પણ તેની પાછળ પાછળ બારી વાટે બહાર નીકળ્યો.

વાદળોના વારંવાર ધડાકા અને વીજળીના ચમકારા થતા હતા. વરસાદ ધીમે ધીમે વરસતો હતો. સર્વત્ર ભીષણ અંધકાર પ્રસરી રહ્યો હતો. ગમે તેવા વીરને ભય પમાડે એવો એ સમય અને વાતાવરણ હતાં.

જગદેવને એ બધાનો ભય નહતો. તેના હૃદયમાં એ સમયે ફક્ત એક જ તમન્ના હતી, અને તે મહારાજાની આજ્ઞાનું પાલન કરવાની. તે હળવે પગલે આગળ વધ્યો.

થોડેક આગળ જતાં એક ભયાનક આકૃતિ તેની સમક્ષ આવી ઊભી રહી. તેની ઉંચાઈ પ્રમાણમાં ખૂબ હતી. તેનું માથું બહુ જ મોટું હતું. આંખો વિશાળ અને ભયાનક હતી, છાતી વિશાળ અને વાળ વડે છવાયેલી હતી. કાળા મોં પર છવાયેલી કાળી દાઢી અને મોટી મુછો તથા તેનું ચીબુ નાક, તેનો દેખાવ બહુ જ બીહામણો બતાવતાં હતાં. જગદેવ તેને જોઈ ઊભો રહ્યો. તેણે હિંમતથી કહ્યું. 'તું કોણ છે? મારા માર્ગમાંથી હટી જા.'

'હું ભૂતનો રાજા, બાબરો! મારી શક્તિ અમાપ છે. તું પાછો જા નહિતર હું તારો જીવ લઈશ.'

'ભલે તું ગમે તે હોય, મને તેની પડી નથી. તું ઘણાંને મળ્યો હશે, પરંતુ મારી સાથે રમત રમવી એ સહેલ નથી. માટે ગર્વ ના કરીશ. મારા માર્ગમાંથી ખસી જા. નહિ તો...'

'નહિ તો શું?' બાબરાએ પૂછ્યું, તું મને શું કરવાનો હતો?'

'જો' જગદેવે મ્યાનમાંથી તલવાર કાઢતાં કહ્યું. 'ચાલ. ખસે છે કે નહિ?

'હો...હો...હો...અરે ભલા માણસ!' બાબરાએ વિચિત્ર હાસ્ય કરતાં કહેવા માંડ્યું. 'મારી શક્તિ આગળ તારી તલવાર શા કામની! હું એને છીનવી લઈ ભાંગી નાખીશ. નાહક મૃત્યુને શા માટે આમંત્રે છે?' તેણે વિચિત્ર અવાજ કર્યો.

અંધારામાં બાબરાની ઊંચાઈ જાણે વધી ગઈ હોય તેમ જગદેવને લાગ્યું. તેને તેની આસપાસ બાબરાના સાથીદારો ઘેરીને ઊભા હોય તેવો ભાસ થયો. જગદેવ સહજ ભય પામ્યો, પરંતુ તે પુનઃ સ્વસ્થ થયો. એક કરતાં અનેક ભંકર અને વિચિત્ર અવાજ તેને સંભળાવા લાગ્યા.

'આવા પ્રસંગથી ડરીને હું પાછો જાઉં તો મહારાજાનો કૃતઘ્ની ગણાઉં,' એ વિચારે જગદેવે હિંમત કરી બાબરાને ગળેથી એકદમ પકડયો, પરંતુ બાબરો તેના બાહુબળે જગદેવના સકંજામાંથી છુટો થઈ ગયો. જગદેવને તેના પ્રતિ હવે ક્રોધ અને તિરસ્કાર થયો હતો. તેણે તલવાર ઉગામી બાબરા પર ઘા કર્યો, પરંતુ એ પહેલાં જ બાબરો ચીસ પાડતો એકાએક અદૃશ્ય થઈ ગયો હવે ત્યાં અન્ય કોઈ નહોતું. જગદેવ આગળ વધ્યો અને જયાંથી રૂદન સ્વરો સંભળાતા હતા તે તરફ ચાલ્યો.

ત્યાં સાધારણ પ્રકાશ પથરાએલો હતો લગભગ બારેક સ્ત્રીઓ ગોળાકારમાં કુંડાળું કરી બેઠી હતી. તેઓ રડતી હતી, છતાંયે તેમના વદન પર અજબ તેજની અસર જણાતી હતી. જગદેવે તેમની સમીપ જઈ પૂછ્યું, તમે કોણ છો ? દેવીઓ કે અપ્સરાઓ, ડાકણો કે શિકોતરો ? આવી ભયંકર રાત્રીએ તમે ઘોર રૂદન કેમ કરો છો ?'

'હે ! માનવી ! સાંભળ, એક સ્ત્રીએ કહ્યું, 'અમે પાટણનગરની યોગિનીઓ છીએ, સિદ્ધરાજનું કાલે સવારે દસ વાગે મૃત્યુ થશે. એટલે અમે રડીએ છીએ.'

'મારું મૃત્યુ!' છુપાઈ રહેલા સિદ્ધરાજથી એકાએક એક ઉન્હો નિશ્વાસ નંખાઈ ગયો. પાછળ કોઈ ઉભેલું છે એવો જગદેવને ભાસ થયો તેણે ચોતરફ નજર ફેરવી જોઈ પરંતુ અંધકારમાં કોઈ દેખાયું નહિ. સિદ્ધરાજના મૃત્યુ સંબંધી સમાચાર સાંભળી તે દિલગીર થયો તેણે યોગિની-ઓને પૂછ્યું 'ત્યારે, આ સામે બેઠાં બેઠાં ગાય છે એ કોણ છે?'

'જા. તું ત્યાં જઈને પૂછી જો.' એક યોગિનીએ કહ્યું.

જગદેવ ત્યાં ગયો. તેણે એકાએક પૂછ્યું. 'તમે કેમ ગાઓ છો?'

'આવ, પુત્ર, જગદેવ!' એક સ્ત્રીએ કહ્યું.

આ અજાણી સ્ત્રી મારું નામ કેમ જાણી શકી! એ તેને નવાઈ લાગી. તેણે પૂછ્યું. 'તમે કોણ છો?'

'અમે સ્વર્ગની ઇષ્ટદેવીઓ છીએ. સિદ્ધરાજનો કાલે સવારે દસ વાગે અમે જીવ લઈશું. તેને લેવા માટે અમે અમારી સાથે આ વિમાન લઈને આવ્યા છીએ. એના જેવા મહાપુરુષને સ્વર્ગમાં લઈ જતાં અમે તેના સત્કારનાં મંગળ ગીત ગાઈએ છીએ.'

'અરેરે!' જગદેવને વિચાર થયો: 'મૃત્યુ! કેટલું ભયંકર! કોઈને યે ન છોડે! સિદ્ધરાજ પણ કાલે જશે! એના જેવો મહારાજા ક્યાં મળશે!' તે ગળગળો થઈ ગયો. તેણે પૂછ્યું. 'દેવીઓ! સિદ્ધરાજ દીર્ઘાયુષી થાય એવો કંઈ ઉપાય છે?'

'હા.'

'શું?' જગદેવે આનંદ પૂછ્યું.

'તેને બદલે તેના જેવો જ ઉચ્ચ માણસ તેના આત્માનું બલિદાન આપે તો.'

'હું મારું બલિદાન આપું તો?'

'તો, તું ચાલે; પણ અરે, ગાંડા, બીજાને માટે તારે શા માટે ભોગ આપવો?'

'દેવીઓ, એ મહારાજા છે. જીવતો હશે તો એ લાખોનું ભલું કરી શકશે. મારા બલિદાનથી એ કેટલા વરસ વધારે જીવે?'

'બાર વરસ,' એક દેવીએ કહ્યું.

'અને ચાર માણસોનાં બલિદાન આપીએ તો?'

'તો, અડતાલીસ વરસ.'

'અડતાલીસ વરસ!' જગદેવને કંઈ સંતોષ થયો. તેણે દેવીઓને કહ્યું. 'ઉભાં રહેજો. હું થોડી વારમાંજ મારી સ્ત્રી અને બાળકોને લઈ અહિં આવું છું.'

જગદેવને પાટણ આવ્યા પછી, જગધવળ અને બીજધવળ નામે બે પુત્રો થયા હતા.

તે નગર પ્રતિ ઝડપથી ચાલ્યો. સિદ્ધરાજ પણ તેની પાછળ જતો હતો.

દેવીઓ ખડખડાટ હસી પડી.

૧૬

# બલિદાનની તત્પરતા

'વીરૂ! બારણું ખોલ તો.'

'કોણ? જગદેવ!'

'હા.'

વીરમતિ મેડી પરથી નીચે આવી. બારણાં ઝડપથી ખોલી નાખ્યાં. તેઓ મેડીએ ગયાં પછી વીરમતિએ પૂછ્યું, 'આજે કેમ આટલું મોડું થયું?'

'હું શું કરૂં! જગદેવે કહ્યું. મહારાજા મને ઘેર આવવાની રજા આપવાનું ભુલી ગયા એટલે હું ત્યાં જ બેઠો રહ્યો. તેમની રજા સિવાય મારાથી ઘેર કેવી રીતે અવાય? પરંતુ આજે મારા માથે ધર્મસંકટ આવી પડ્યું છે.'

'શું?' વીરમતીએ ઉત્સુક બનીને પૂછ્યું.'

'મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવનું કાલે દસ વાગે મૃત્યુ થવાનું છે. તેમને બચાવવા ફક્ત એકજ ઉપાય છે!'

'શો ?'

'તેમના બદલે હું મારું બલિદાન આપું તો એ બાર વરસ વધારે જીવે કેમ તને એ ગમે છે !'

'કેમ નહિ !' વીરમતિએ કહ્યું, 'લાખો મરજો પણ લાખોનો પાલનહાર ન મરશો,' એ એકદમ બોલી ઊઠી. 'મહારાજા જેવા મહાપુરુષ બચે તો જરૂર આપણે આપણો આત્મભોગ આપવો જોઈએ. પરંતુ તમે એકલા શા માટે ? તમારા મૃત્યુ પછી મારું જીવન શા કામનું ? હું પણ તમારી સાથેજ મારું બલિદાન આપીશ ?'

'પછી આ નિર્દોષ બાળકોનું શું થશે' જગદેવે સુતેલા બંને બાળકો તરફ અંગુલિનિર્દેશ કરી કહ્યું.

'એ પણ આપણી સાથે. એ વીર માતાપિતાનાં સંતાનો છે. પરોપકારે એ પણ પાછાં કેમ પડશે ?

જગદેવની કર્તવ્યપરાયણતા અને વીરમતિની પતિભક્તિને અભિનંદતાં 'ધન્ય છે' એમ નીચે ઉભા રહી દંપતિનો વાર્તાલાપ સાંભળતા સિદ્ધરાજથી મનમાં કહેવાઈ ગયું.

'ચાલો ત્યારે,' જગદેવે કહ્યું.

વીરમતિએ બંને બાળકોને જગાડયાં. ચારે જણાં ઝડપથી ચાલી નીકળ્યાં. સિદ્ધરાજ તેમની પાછળ ચાલ્યો.

જગદેવને તેની પત્ની અને બાળકોસહ પાછો આવેલો દેખી, દેવીઓ પુનઃ ખડખડાટ હસી પડી.

'દેવીઓ !' વીરમતિએ કહ્યું 'અમને મરણનો ભય નથી. પરોપકારાર્થે પ્રાણ આપતાં અમારા દીલમાં જરા પણ

વેદના થતી નથી. તો પછી તમે એકલાં શા માટે હસો છો? જુઓ તમારી સાથે હું પણ હસું છું.' એમ કહી વીરમતિ ખડખડાટ હસી પડી. વીરમતિની નિર્ભયતા અને તેના સતીત્વ તેજથી દેવીઓ સહેજ અંજાઈ.

વીરમતિએ પછી કહ્યું, 'મારા પતિ પહેલાં હું મારી જાતનું બલિદાન આપવા તૈયાર છું.'

'મા, શાનું બલિદાન? બલિદાન એટલે શું?' જગધવળે પૂછ્યુ.

'બેટા, વીરમતિએ કહ્યું. આપણા મહારાજાને કાલે મરણ છે. એમના બદલે હું મારો જીવ આપુ તો એ બાર વરસ વધારે જીવે.'

'જગધવળે કહ્યુ. મા, તું મરી જાય પછી અમારી શી દશા! તારા વિના અમારી સંભાળ કોણ લે? એના કરતાં હુંજ મારો જીવ આપુ તો?'

'છોકરા! તને મરવુ ગમે છે?' એક દેવીએ પૂછ્યું.

'હા, મારા બદલે મહારાજા જીવતા રહે તો હું મરવા તૈયાર છું.'

'છોકરા! તારાં માતા પિતા આ બેહુદું કામ કરી રહ્યાં છે. અન્યને માટે શા માટે તમારે તેમના કુટુંબનો ભોગ આપવો જોઈએ?' એક દેવીએ કહ્યું.

'નહિ, દેવી! એ તમારી ભૂલ છે. મારાં માતા પિતા ખોટું કાર્ય કરવા તત્પર બનેજ નહિ એવી મને શ્રદ્ધા છે.'

જગતમાં દરેક સંતાનની માતાપિતા પ્રતિ આવી અખુટ શ્રદ્ધા અને પવિત્ર ભાવના હોય તો? પરંતુ માતા પિતા બાળકોમાં સારા સંસ્કાર રેડે ત્યારેજ બાળકો તેમનાં પ્રતિ શ્રદ્ધાવાન બનેને!

દરેક માતા પિતા પોતાના સંતાનોના જીવનમાં પવિત્ર સંસ્કાર અને ઉન્નત ભાવનાઓ પોષે તો દરેકનું જીવન ઉજ્વળ અને યશસ્વી નીવડે.

છોકરાને અભય દેખી દેવીએ કહ્યું. 'જગદેવ તારી તરવાર વડે તારા પુત્રનું માથું કાપી અગોને તેનો ભોગ આપ.'

જગદેવે તરવાર ઉગામી જગદ્વળ નિડરપણે ઉભો રહ્યો. કોઈ જાતના ભય, શોક કે કંપ વિના જગદેવે તેના પુત્ર પર તરવારનો ઘા કર્યો માથું અને ધડ જુદા થઈ ગયાં, પછી તેણે વીરમતિને કહ્યું. 'વીરૂ! બીજા કુંવરને લાવ.'

વીરમતિએ બીજા કુંવરને આગળ ધર્યો.

જગદેવે તરવાર ઉગામી. 'બસ કર જગદેવ!' દેવીઓ એકાએક બોલી ઉઠી.

જગદેવનો હાથ થંભી ગયો.

'અમે તમારી પવિત્ર ભાવના દેખી પ્રસન્ન થયાં છીએ.' એક દેવી બોલી ઉઠી. તમે ચારે નિર્દોષ અને પરો-

પકારી છો. તમારો ભોગ લીધા સિવાય અમે સિદ્ધરાજને અડતાલીસ વરસનું જીવતદાન આપીએ છીએ. પછી દેવીએ જગધવળનું માથું અને ધડ એકત્ર કરી કંઈક મંત્રોચ્ચાર કર્યો. જગધવળ સજીવન બની બેઠો થયો.

દેવીઓ એકાએક અદ્રશ્ય થઈ ગઈ.

આત્મસંતોષ અનુભવતાં ચારેજણ સાનંદ ઘર તરફ પાછા વળ્યાં.

## ૧૭

## કદર

મરણ પથારીએ સુતેલો માણસ જીવતો રહે અને તેને જેટલો આનંદ થાય તેટલો આનંદ સિદ્ધરાજને અડતાલીસ વરસનું જીવતદાન મળવાથી જગદેવને થતો હતો. તેઓ ઘેર પહોંચ્યાં ત્યારે પરોઢના ચાર થયા હતા. હવે ઉંઘવાનો સમય ન હતો. એટલે શૌચસ્નાનાદિ કરી જગદેવ દેવીની પ્રાર્થનામાં બેઠો. તે દેવીનો પરમ ભક્ત હતો. તે દરરોજ દેવીની પ્રાર્થના એક કલાક અચુક કરતો હતો. પ્રાર્થના પૂરી થતાં તેણે વસ્ત્રપરિધાન કર્યાં.

એ દિવસે તે વહેલો તૈયાર થઈ ગયો હતો એટલે દરબારમાં જતાં પહેલાં પ્રભાતના ખુશનુમા વાતાવરણમાં તે ફરવા ચાલી નીકળ્યો.

એકાદ કલાક પછી તે ફરતો ફરતો રાજફુલવાડી નજીક પહોંચ્યો. એ ફુલવાડી સિદ્ધરાજની પુત્રી સિદ્ધમતિ માટે ખાસ બનાવવામાં આવી હતી. ફુલવાડીમાં સિદ્ધેશ્વરી માતાનું મંદિર હતું. સિદ્ધમતિ માતાનું પુજન કરવા દરરોજ

ત્યાં આવતી હતી. એ ફૂલવાડીમાં અન્ય કોઈને જવાનો અધિકાર ન હતો સિદ્ધમતિ એ સમયે માતાની પ્રાર્થના કરતી ગાઈ રહી હતી.

જય સિદ્ધે !
જય માત !
તું સિદ્ધે !

આશિષ શત શત મુખડે વદતી,
જનની જગને પાવન કરતી.
હૃદયે પ્રગટે ઉજ્જવળ જ્યોતિ. જય.

શુચિ સ્નેહલ શુભ શિખરે વસતી,
નયને નિશદિ અમૃત શ્રવતી.
સરતી શુચિતા જીવન ઝરતી. જય.

શશિવદન શું તવ વદન સુહાયે,
મંગલ, મા, તું વિપદ વિદારે,
મમ જીવનની તારક બનજે. જય દુર્ગે

મોરલીના નાદે મુગ્ધ બની જેમ મણિધર ડોલે તેમ જગદેવ સિદ્ધમતિના મધુરા કંઠમાંથી સરતા સંગીતના મોહક સ્વરો વડે ડોલવા લાગ્યો.

જગદેવ પર સિદ્ધરાજનો અખુટ વિશ્વાસ હતો. દરેક જગ્યાએ જવાની તેને છુટ હતી, સિદ્ધમતિને મળવાની તેના હૃદયમાં આકસ્મિક ઉત્કંઠા જાગી તે ફૂલવાડીમાં ગયો. તેને કોઈએ રોક્યો નહિ.

છોડવાઓની કુંજે કુંજે રંગબેરંગી પુષ્પો ખીલી રહ્યાં હતાં. વિહંગોના મધુરઆલાપે વાતાવરણમાં મોહક્તા પ્રસરેલી હતી. ફૂલવાડીના મધ્ય ભાગમાં સિધ્ધેશ્વરી માતાનું મંદિર હતું. સૂરજના અજવાળે મંદિર ઉપરનાં સુવર્ણકળશો ઝગમઝાટ ચળકી રહ્યા હતા. ફૂલવાડીનું નિરીક્ષણ કરતો જગદેવ હળવે પગલે મંદિર તરફ જઈ રહ્યો હતો.

તે માતાના મંદિર પાસે પહોંચ્યો, ત્યારે સિદ્ધમતિ હાથમાં ખાલી પુજન થાળ લઈ મંદિર બહાર નીકળી. ઉષાના જાદુઈ પ્રકાશમાં સિદ્ધમતિનું ગૌર લલાટ, સૌંદર્ય ઝરતું વદન, ઘટાદાર સ્કંધ, છાતી પર ઝીણા રેશમી કબજાવડે ઢંકાયેલું પુષ્પગુચ્છ સમું સ્તનમંડળ, અને તેનું પોયણી જેવું પેટ દેખી જગદેવનું મન રસકલ્પનાના ઉન્નત શિખરે વિહરવા લાગ્યું.

જગદેવને અચાનક આવેલો દેખી સિદ્ધમતિ સહેજ સંકોચ પામી પછી, તેણે મંદ હાસ્ય કરતાં પૂછ્યું, 'વીર જગદેવ! તમે અહિં ક્યાંથી?' એ સમયે તેની ઝીણી ધવળ દંતાવલિ તેના હાસ્યમય વદનને વધારે મોહક બનાવી રહી હતી.

'હું અહિંથી પસાર થતો હતો, એ સમયે તમારા મધુરા કંઠે છેડાતા સંગીતના હૃદયદ્રાવક સ્વરો સાંભળી હું અહિં આવી ચઢ્યો' જગદેવે કહ્યું.

'વીર જગદેવ! તમને સંગીત ગમે છે?'

'બહુ જ સરસ,' જગદેવે કહ્યું 'અને તમારા જેવું

કોઈ ગાતું હોય તો હું સંગીત સાંભળવામાં ખાનપાન પણ ભુલી જાઉં.'

હવે શું બોલવું એ વિચારે સિદ્ધમતિ અકળાવા લાગી. સહવાસવિહોણી કોઈ પણ વ્યક્તિ સાથે કેમ વાતચીત કરવી એ બાબતમાં દરેક જણ સંકોચ અનુભવે છે. પ્રથમ વાત કરતાં જાણે જીભ જ બંધ થઈ ગઈ હોય તેમ લાગે છે!

કંઈક યાદ આવતાં સિદ્ધમતિએ જગદેવને સહસા પૂછ્યું. 'વીર જગદેવ! તમે આજે બાપુજીની તહેનાતમાં નથી ગયા?'

જગદેવ એકદમ ચોંકી ઊઠ્યો—વિજળી પડે ને ચોંકી ઊઠે તેમ! કારણ કે તે હંમેશાં તેની ફરજમાં નિયમિત રહેતો હતો, તેણે સિદ્ધમતિ તરફથી નજર ફેરવી ઉંચે જોયું સુરજદેવ ક્યારનાએ આકાશમાં આવી ગયા હતા. તેને દરબારમાં જવાનો વખત થઈ ગયો હતો. તેણે કહ્યું: 'તમારું સંગીત સાંભળી હું તો દરબારમાં જવાનું ભુલી ગયો.'

'જો, જો, આમ બીજે ક્યાંય પણ ભુલા પડી ન જાઓ,' સિદ્ધમતિએ કટાક્ષમાં કહ્યું.

'હું જાઉં છું.' જગદેવે કહ્યું. 'પરંતુ હવે તમારે મને સંગીત તો સંભળાવવું જ પડશે. કેટલું આકર્ષક! કેવું રસમય!'

'વારુ, હવે જાઓ.' સિદ્ધમતિએ કહ્યું. 'તમારો આગ્રહ છે તો વળી કોઈક પ્રસંગે તમને સંગીત સંભળાવીશ.

જગદેવ ગયો પરંતુ સિદ્ધમતિની સૌંદર્યમૂર્તિ તેની દૃષ્ટિમાં હસી રહી.

એ દિવસે દરબારમાં કંઈક ઓર શોભા હતી. બધા પોતપોતાના સ્થાનકે ગોઠવાઈ ગયા હતા. મહારાજાના સિંહાસન નજીક એક બીજું મોટું આસન તૈયાર કરાવવામાં આવ્યું હતું. 'આ આસન કોના માટે હશે? એના પર બેસવાનું કોને માન મળશે?' એ વિચારે સઘળા દરબારીઓ તર્કવિતર્ક કરી રહ્યા હતા. એટલામાં જગદેવ આવ્યો. મોડું થઈ જવાથી તેણે મહારાજાની ક્ષમા માગી. સિદ્ધરાજ તેના સિંહાસનેથી નીચે ઉતર્યો. અને જગદેવને સપ્રેમ ભેટી પડયો. પછી તેણે જગદેવને તેના સિંહાસન નજીક ગોઠવેલા આસન પર બેસાડયો.

'મને આટલું બધું માન શા માટે?' જગદેવ મનનો પ્રશ્ન મનમાં જ સમાવી રહ્યો.

જગદેવને આટલું બધું માન મળવાથી સઘળા દરબારીઓના હૃદયમાં જગદેવ પ્રતિ ઇર્ષાની આગ ઊઠી. 'આને વળી આટલાં શાં માન! મહારાજા આની પાછળ ગાંડા કેમ થઈ ગયા છે!' એમ સહુ વિચારવા લાગ્યા પરંતુ કોઈને મહારાજાને કંઈ પૂછવાની હિંમત ન ચાલી.

પછી સિદ્ધરાજે રાત્રે મળેલા ચોકીદારોને બોલાવી પૂછ્યું. 'ગઈ રાત્રે એકજ જગાએથી રૂદનના અને સંગીતના સ્વરો સંભળાતા હતા તેની તપાસ કરી કે?'

'મહારાજાધિરાજ! એક ચોકીદારે કહેવા માંડ્યું. શહેર બહાર વણઝારાઓનો પડાવ છે. તેમાં એક વણઝારાનો

પુત્ર મરી ગયો હતો એટલે સ્ત્રીઓ રડતી હતી, જ્યારે એક વણઝારાને ત્યાં પુત્ર-જન્મ થવાથી વધાઈનાં મંગળ ગીતો ગવાતાં હતાં !'

સિદ્ધરાજને ચોકીદારના શબ્દો સાંભળી ગુસ્સો ઉપજ્યો, પરંતુ તે શાન્ત રહ્યો પછી તેણે જગદેવને પૂછ્યું. જગદેવજી ! તમે શા સમાચાર લાવ્યા ?'

'રાજાધિરાજ !' જગદેવે કહ્યું: 'ચોકીદારના કથનમાં મારે કાંઈ ઉમેરવાનું નથી.'

સિદ્ધરાજને સહેજ હસવું આવ્યું. તેણે સભાજનોને ઉદ્દેશી કહ્યું. 'દરબારીઓ ! અને ભાયાતો ! તમે જેમ મારા માણસ છો તેમ જગદેવ પણ મારો જ માણસ છે તેના પર મારો અપાર સ્નેહ છે. હું આજે તેના લીધે જ રાજ્ય કરું છું. એ ન હોત તો હું આજે જીવતો ન હોત.' પછી તેણે ગત રાત્રિનો સઘળો બનાવ કહી સંભળાવ્યો. 'જગદેવ શુદ્ધ હૃદયનો વીર પુરુષ છે. તેની રાજભક્તિ અપ્રતિમ છે. તેના જેવો વીર પુરુષ હજી સુધી મેં જોયો નથી. અને તેથી જ એ મને સૌથી વધારે પ્રિય લાગે છે, હું આજે મારી કુંવરી સિદ્ધમતિનો હાથ જગદેવને સોંપું છું.'

મહારાજના સ્વમુખે કહેવાયેલી હકીકત સાંભળી સઘળા દરબારીઓ દિગ્મૂઢ બની ગયા. જગદેવ પ્રતિની ઈર્ષાનો અંધકાર તેમના હૃદયમાંથી ખસી ગયો. થોડીક રંગમોજ પછી દરબાર વીખરાઈ ગયો.

થોડાક દિવસ પછી જગદેવ અને સિદ્ધમતિનાં લગ્ન થયાં.

૧૮

# લાખો ફૂલાણી

એ સમયે કચ્છ દેશમાં લાખા ફૂલાણીનો શાસનકાળ હતો. તેની પાસે બે ત્રણ લાખની ફોજ હતી. તેના બાહુબળે આસપાસના રાજાઓ થર થર કંપતા. તેની પાસે પુષ્કળ સમૃદ્ધિ હતી. તેને જાડેજી અને ફૂલમતી નામે બે કુંવરીઓ હતી. બંને કુંવરીઓની વય મોટી હતી. તેમના દેહમાં યૌવન વસંતના અંકુરો ક્યારનાએ ફૂટ્યા હતા.

કુંવરીઓની વધતી જતી ઉંમર લાખા ફૂલાણીને ચિંતા રૂપ બની હતી. પોતાની કુંવરીઓને યોગ્ય વર અને સ્થળ મળે એ માટે છેલ્લા એક વરસથી તેણે સઘળે તપાસ ચલાવવા માંડી હતી. દેશે દેશ તેણે ભાટ ચારણોને મોકલ્યા હતા. અને તેમને કુંવરીઓ માટે યોગ્ય વર શોધી લાવવાનું કાર્ય સોંપ્યું હતું.

એ સમયે ગુર્જરપતિ મહારાજાધિરાજ સિદ્ધરાજની યશમાળા સર્વત્ર પ્રસરેલી હતી. એટલે લાખા ફૂલાણીએ

મોટી કુંવરી જાડેજીને સિદ્ધરાજ સાથે પરણાવી દીધી, પરંતુ ફૂલમતિનો વિવાહસંબંધ ક્યાં કરવો એની તેને સતત ચિંતા રહેતી હતી.

રાજદરબાર ચિકાર ભરાયેલો હતો. કસુંબો ઘોળાઈ રહ્યો હતો. દેશે દેશ ફરીને પાછા આવેલા ભાટ ચારણો દેશ દેશના કુંવરોનાં વર્ણન લાખા ફૂલાણી સમક્ષ કરી રહ્યા હતા. એ સમયે રાજાનો માનીતો રણમલ બારોટ સારાએ ગુજરાતમાં આવેલાં નાનાં મોટાં રાજ્યોમાં ફરીને પાછો આવ્યો. રાજાને તેના પર આસ્થા હતી. રણમલ બુદ્ધિ પરીક્ષામાં અને કોઇ પણ વસ્તુની પસંદગી કરવામાં ઘણોજ ચતુર હતો. એટલે રાજાનો તેના પર વધારે વિશ્વાસ હતો. તેણે દરબારમાં આવી મહારાજાને પોતાની કાવ્યમય વાણીમાં નમસ્કાર કર્યા. રાજાએ તેને પાસે બોલાવ્યો અને પૂછ્યું, 'બારોટજી, તમારી તપાસમાં કંઈ ફળ લાધ્યું કે નહિ?' 'અન્નદાતા લાધ્યું તો ખરું." રણમલે કહેવા માંડ્યું, 'ધારાનગરના રાજા ઉદયાદિત્યને અણમાનીતી રાણીનો જગદેવ નામે કુંવર છે. હાલમાં તે સિદ્ધરાજ દેવની ચાકરીમાં સારાએ ગુજરાતમાં તેનાં શૌર્ય અને કાર્યની તારીફ થઇ રહી છે. લોકોમાં તેની કીર્તિ બીજકળાશી દિન પ્રતિદિન વધી રહી છે. તે દરેક રીતે લાયક પુરુષ છે, પણ...?

'પણ......શું? બારોટજી! કેમ અટકી ગયા?' રાજાએ પૂછ્યું.

'અન્નદાતા! એટલુંજ કે એ રાજગાદીનો વારસ નથી!'

'હ' લાખા ફૂલાણીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. પછી

તે કંઈક ઊંડા વિચારમાં પડયો. તેણે મનમાં કાંઈક નિશ્ચય કરી લીધો, પછી તેણે પ્રધાનજીને બોલાવી ફૂલમતિનો વિવાહ સંબંધ જગદેવ સાથે કરવા રાજગોર તથા થોડાક સરદારોને શ્રીફળ લઈ ધારાનગર મોકલવાની ગોઠવણ કરવાની આજ્ઞા કરી.

થોડાક દિવસોની મુસાફરી બાદ કચ્છના સરદારો અને રાજગોર ધારાનગર જઈ પહોંચ્યા.

જગદેવના પરદેશગમન પછી ધારાનગરના રાજકારભારમાં અંધેર વ્યાપી ગયું હતું. લગભગ સઘળી રાજ સત્તા વાઘેલી રાણીના હાથમાં આવી ગઈ હતી. ઉદયાદિત્ય એશઆરામમાં પડયો રહેતો હતો. વાઘેલી રાણીની આજ્ઞા ત્યાં સર્વોપરી હતી. વાઘેલીએ ઉદયાદિત્યને જગદેવ વિષે કંઈ કંઈ ભરમાવ્યું હતું. વાઘેલી કહે એ બધું રાજા સાચું માનતો હતો. રાજાને ખોટું ખોટું સમજાવીને તેણે જગદેવની માતાને કેદમાં નંખાવી હતી. જગદેવના વિશ્વાસુ, માણસો પર છુપી ચોકી ગોઠવી હતી અને કેટલાકને દેશનિકાલ કર્યા-કરાવ્યા હતા. આમ વાઘેલીનું એક હથ્થું સાશન સર્વત્ર પ્રસરી રહ્યું હતું.

રાજ્ય સન્માન ન થતાં કચ્છના સરદારો અને રાજગોર ધારાનગરના રાજગોરના નિવાસસ્થાને ગયા, અને પોતાના આગમનનું કારણ જણાવ્યું.

રાજગોરે ધારાનગરમાં પ્રવર્તેલી સ્થિતિનું વર્ણન કચ્છના મહેમાનોને કહી સંભળાવી કહ્યું કે, 'રાજા ઉદયા-

દિત્ય તો તમને મળી શકશે નહિ. અહિંયાં બધો વહીવટ હાલ વાઘેલી રાણીના સુચન પ્રમાણે જ ચાલે છે. માટે તમે વાઘેલી રાણીને મળો.'

કચ્છથી આવેલા રાજગોર વસ્ત્રપરિધાન કરી વાઘેલી રાણીને મળવા રાજમહેલ તરફ ચાલ્યા.

રાજમહેલનાં પગથિયાં ચઢતાં એક દાસી સામે મળી. રાણીથીયે વધે એવો તેનો દેખાવ અને પોશાક હતો. તેને દેખી રાજગોર સહેજ ખમચાયા, પરંતુ હિંમત રાખી તેમણે પૂછ્યું, 'બહેન! રાજાજી મને મળી શકશે કે?'

અજાણ્યા પુરુષને દેખી દાસી કંઈક વિચારમાં પડી, પછી તેણે પૂછ્યું, 'તમે કોણ છો? ક્યાંથી આવો છો?'

'બહેન!' રાજગોરે કહેવા માંડ્યું, 'હું કચ્છ દેશનો રાજગોર છું અને મારે રાજાજીને મળવું છે.

'પણ તમારે કામ શું છે તે તો કહો?' દાસીએ સહેજ કડક સ્વરે પૂછ્યું.

'અમે કચ્છ દેશના મહારાજા લાખા ફુલાણીની કુંવરી ફૂલમતિનું વેવિશાળ જગદેવ કુંવર સાથે કરવા આવ્યા છીએ એટલે એ બાબતની વાતચીત કરવા માટે રાજાજીને મળવું છે.'

'મહારાજ!' દાસીએ કહ્યું, 'તમને ખબર છે કે હાલમાં ધારાનગરનો રાજવહિવટ અમારાં વઘેલી રાણીજી ચલાવે છે? એટલે રાજાજીની મુલાકાત તમને નહિ મળે. પરંતુ ફૂલમતિનું વેવિશાળ જો વાઘેલી રાણીના

કુંવર રણધવળ સાથે કરે તો તમને રાણીજી સાથે મેળાપ કરાવી આપું યુવરાજ રણધવળ તો રાજગાદીના વારસ છે અને જગદેવ તો ક્યાંક નાશી ગયો છે ! બોલો શો ઇરાદો છે? ”

કચ્છનો રાજગોર દાસીની વિચિત્ર વાતચીતથી માનભંગ થતાં સહેજ ગુસ્સે થયો. તે ત્વરિત ગતિએ પાછો વળ્યો, અને નિવાસસ્થાને આવી પોતાની સાથે આવેલા સરદારોને તેણે સઘળી હકીકત જણાવી.

બીજે દીવસે સવારના કચ્છના સરદારો અને રાજગોર કચ્છદેશ પ્રતિ રવાના થઇ ગયા.

# ૧૯

# કાળભૈરવ

કેટલાક દિવસોથી સિદ્ધરાજ ઉદાસીન રહેતો હતો. તેનો તેજસ્વી દેહ દિનપ્રતિદિન ક્ષીણ થતો હોય તેમ જગદેવને લાગતું હતું. પાટણના કોઈ પણ સરદારો કરતાં જગદેવને સિદ્ધરાજ માટે કુદરતી રીતેજ વધારે લાગણી હતી. સિદ્ધરાજની ઉદાશીનતાનું કારણ શું છે એ જાણવા તે સતત પ્રયત્ન કરી રહ્યો હતો. જાડેજી સાથેના લગ્ન પછી જ સિધ્ધરાજની શારીરિક સ્થિતિ ક્ષીણ થતી હતી એમ તેણે ચોકકસ તપાસ પછી નિર્ણય કર્યો હતો. એને તેનો એ નિર્ણય સાચો હતો.

જાડેજી અનુપમ સુંદરી હતી. તેના મૃગશાં ચંચળ નયનો, તેના તેજસ્વી વદન પર અજબ મનોહરતા વધારતાં હતાં. ધનુષ જેવી તેની ભ્રકુટી હતી. તેના જમણા ગાલ પર એક છુંદણું જાણે કમળ પર મોતી ચોંટી રહ્યું હોય તેવો ભાસ આપતું હતું. એનાથી તે વધુ આકર્ષક જણાતી હતી. દાડમની કળી સમાન તેની ધવલ દંતાવલિ તેની

મોહકતાની અત્યુત્તમ નિશાની રૂપે હતી. પ્રવાલશાં રક્તવર્ણા તેના અધરો હતા. કમળ દળ જેવા તેના હાથ પગ હતા. તે ખરેખર સંપૂર્ણ સુંદરી હતી.

તે હમેશાં સુગંધિદાર તેલી પદાર્થનું મિશ્રણ કરી ઉષ્ણોદક સ્નાન કરતા. તેના શરીરના પ્રત્યેક અણુએ અણુમાંથી નિરંતર ખુશબો વહ્યા કરતી સોળે શણગાર સજી તે પુષ્પવાટિકામાં ફરવા નીકળતી ત્યારે તેની આસપાસ તેજનાં વર્તુળો સર્જાતાં. તે સૌંદર્યની પરિસીમા હતી.

સ્ત્રીને સૌંદર્ય ઘણી વખત શાપરૂપ નીવડે છે સૌંદર્ય વડે દરેક પ્રાણી આકર્ષાય છે—ભિન્ન ભિન્ન આશયો વડે જ સૌંદર્ય એ સૃષ્ટિ સર્જનનું પ્રતીક છે, પરંતુ દરેક વ્યક્તિ તેને નિર્મળ દ્રષ્ટિએ નીરખે ત્યારે જ, તેની યથાર્થતા સમજાય છે. સૌંદર્યનું જતન કરવું એ નાની સૂની વાત નથી. તેના રક્ષણાર્થે અણિશુદ્ધ નૈતિક બળ અને પવિત્ર હૃદયની પ્રથમ આવશ્યકતા છે. એટલે સૌંદર્ય મળવું સહેલ છે પરંતુ તેને રક્ષવું એ અધિક મુશ્કેલ કાર્ય છે. ઘણાં ખરાં સ્ત્રી પુરુષોનાં શરીરો કુદરતે સૌંદર્ય મઢયાં હોય છે અને એવાં જ દરેક સ્ત્રી પુરુષનાં હૃદય શુદ્ધતા—પવિત્રતાથી મઢયાં હોત તો ?

શંકર ભીલડીને મોહ્યા હતા. દેવો દમયંતી પર રીઝયા હતા એમ જાડેજીના સૌંદર્ય પર કાલભૈરવ મુગ્ધ થયો હતો. સિદ્ધરાજ જાડેજીના મહેલે જતો ત્યારે તે તેના સમક્ષ આવી હાજર થતો અને તે સિદ્ધરાજને કહેતો, 'હું જાડેજીને આપું

છું. હું ગમે તે ભોગે તેને વશ કરીશ. તારે અહિં આવવું નહિ. મારી ના છતાં તું અહિં આવીશ તો હું તારો જીવ લઈશ,' અને પછી સિદ્ધરાજને નિરાશ બની બળતા હૃદયે પાછા ફરવું પડતું હતું.

પરંતુ સિદ્ધરાજ એમ ડરી જાય તેવો નહતો. તે બળવાન હતો, શૂરવીર હતો; એટલે તે દરરોજ જાડેજીના મહેલે જતો અને કાલભૈરવ જોડે દરરોજ લડતો, ઝઘડતો તેને સમજાવતો, પરંતુ તેને હંમેશાં નિરાશ બની પાછા ફરવું પડતું હતું.

કાલભૈરવનો દેખાવ બિહામણો હતો. તે મધ્યમ કદનો હતો. તેના મોં પર સદંતર ભયંકરતા પ્રસરેલી રહેતી. તેની વિશાળ આંખોમાં કોઈ પણ વ્યક્તિને ડારવાનું તેજ હતું. તેનું શરીર સ્નાયુબદ્ધ અને બળવાન હતું. સિદ્ધરાજ તેની સાથે બે ત્રણ વાર લડયો હતો પરંતુ કાલભૈરવના અધિક બળ આગળ તેને દરેક વખતે પરાજીત બની નાસી જવું પડયું હતું.

સિદ્ધરાજ અને કાલભૈરવ વચ્ચે હંમેશાં ચાલતી રકઝકની ખબર જાડેજીને ન હતી. તે હંમેશાં રડયા કરતી અને મનમાં વિચારતી કે મેં શાં પાપ કર્યાં હશે કે, સિદ્ધરાજ દેવ મને પરણ્યા પછી કોઈ દિવસ મારી પાસે આવતા નથી!

જીવનમાં સંસારિક બાબતના કેટલાક પ્રસંગો એવા ઉપસ્થિત થાય છે, જેમને હૃદયમાં છુપાએલા જ રાખવા

પડે છે. એ અન્યની આગળ પ્રદર્શિત કરી શકાતા નથી, એટલે કાલભૈરવ તરફથી થતી મુશ્કેલીઓ સિદ્ધરાજ મૂગા મને સહન કરતો. રાજદરબારમાં તેનું મન લાગતું નહિ. તેને બિલકુલ ચેન પડતું નહિ. જીવન તેને ભારરૂપ લાગતું હતું. તેના વદન પર હંમેશાં ચિંતાઓની સ્પષ્ટ રેખાઓ નજરે પડતી હતી.

એક દિવસે સાંજનો દરબાર વીખરાયો. અંધારું થવા આવ્યું હતું. બધા દરબારીઓ ચાલ્યા ગયા હતા. દરબારગૃહમાં સિદ્ધરાજ તેના સિંહાસન પર અર્ધમીચ્યાં નયને કંઈક વિચારમાં બેઠો હતો. એ સમયે જગદેવ તેની સમક્ષ આવી બોલ્યો, ' મહારાજાધિરાજ ! '

' કોણ ? જગદેવ ! ' નયન ખોલતાં સિદ્ધરાજે કહ્યું : ' કેમ, આવવું થયું ? તારે કંઈ કામ છે ? '

' ના, મહારાજ ! મારે કંઈ કામ નથી, પરંતુ છેલ્લા ચારપાંચ માસથી આપના મન પર કંઈક વેદનાનો ભાર હોય તેમ મને લાગે છે. આપની વેદના શી છે તે મને જણાવો. હું આપનો વિશ્વાસુ માણસ છું. આપનું વદન ખિન્ન દેખી મારું હૃદય બળી જાય છે. '

' જગદેવ ! વીર જગદેવ ! મારી વેદના કંઈ ઓર છે. એ હું જ જાણું. તને શી રીતે કહું ? '

' મહારાજાધિરાજ ! આપને કઈ જાતની ન્યૂનતા છે તે આપને ચિંતા હોય ? '

'જગદેવ ! એ ચિંતા કાઇથી નિવારી શકાય તેમ નથી, પછી તને કહે શું વળે ?'

'મહારાજા ! હું ગમે તે રીતે આપની ચિંતા નિવારી શકીશ. દેવીની મારા પર કૃપા છે. આપનું હરકોઈ કાર્ય કરવા માટે હું મારું માથું આપીશ, માટે મને આપની ચિંતાનું કારણ આજે કહેવું પડશે.'

'જગદેવ ! મારા પ્રતિની તારી ભલી લાગણીઓ વડે હું તારા પર ખુશ થયો છું. તું મારો ખાસ વિશ્વાસુ માણસ છે અને મારી તારા પર ખુબ શ્રદ્ધા છે, એટલે હું તને મારી ચિંતાનું કારણ કહું છું, તે સાંભળ.'

હું જ્યારે જ્યારે જાડેજીના મહેલે જઉં છું, ત્યારે ત્યારે કાલભૈરવ ત્યાં આવે છે અને મને બહુ જ દુઃખ દે છે. મને મારી નાખવાની ધમકી આપે છે, એટલે મારે બળતા હૃદયે પાછા ફરવું પડે છે એનામાં દેવી શક્તિ છે એટલે હું તેનાથી ડરી ગયો નથી, પરંતુ હું એની સાથે લડું અને કદાચ મારું મૃત્યુ થાય તો મારા મૃત્યુ વિષે લોકોમાં શક રહી જાય; એટલે હું રાત દિવસ મુંઝાયા કરું છું. રાજગાદીના વારસની ચિંતા મને હંમેશાં કોરી ખાય છે. અને વળી આ બીજું વિપત્તિ વાદળ મારા શિર પર ઝઝુમી રહ્યું છે. હું આ કારણે જ રાત દિવસ શોષાયા કરું છું.'

'મહારાજાધિરાજ ! જગદેવે કહ્યું, આપે મને પ્રથમથી આ વાત કરી હોત તો મેં ક્યારનો યે કાલભૈરવને વશ કર્યો

હોત. હું એનાથી ડરું એવો નથી, હું હવે આજે જ તેને વશ કરીશ. આપ અહિંથી સીધા જ જાડેજીના મહેલે પધારો. હું તમારી પાછળ ઝડપથી ત્યાં આવી પહોંચું છું.'

સિદ્ધરાજ જાડેજીના મહેલ તરફ ચાલ્યો. થોડી વારમાં જગદેવ પણ સશસ્ત્ર બની જાડેજીના મહેલ તરફ ચાલી નીકળ્યો.

જાડેજીના મહેલના દરવાજા પાસે સિદ્ધરાજ પહોંચ્યો, ત્યારે કાલભૈરવ તેની સામે આવી ઊભો રહ્યો. સિન્દૂર વડે લીંપેલું તેનું આખું શરીર હતું, તેની આંખોમાં અગ્નિ ઝરતો હોય તેવો દેખાવ હતો. તેના મોં પર ભીષણ ભયંકરતા છવાયેલી હતી. તેના માથા પરના લાંબા વાળ હવામાં આમતેમ ઝુલતા હતા. તેના હાથમાં એક દણ્ડ હતો. તેણે સિદ્ધરાજને ઉદ્દેશીને સક્રોધ કહ્યું, ' નરાધમ ! તને ના કહેવા છતાં તું અહિં આવે છે. જા, ઝટ પાછો જા, નહિ તો હું આજે તારો ચોક્કસ વિનાશ કરીશ. ' પછી તેણે એક ભયંકર અને તીણી ગર્જના કરી.

પરંતુ આજે સિદ્ધરાજે છેવટનો નિર્ણય કરી લીધો હતો. વળી, આજે તેને મદદ હતી; એટલે તે સહેજ પણ ગભરાયો નહિ. તેણે હિંમતથી આગળ ડગલાં ભર્યાં અને એક જ ઝપાટે કાલ ભૈરવને માર્ગમાંથી દૂર હડસેલી મૂક્યો. પછી તે ઝડપથી જાડેજીના શયનગૃહમાં પહોંચી ગયો.

ધક્કો લાગવાથી કાલભૈરવ ભોંય પર ગબડી પડ્યો, પરંતુ તે તરત જ બેઠો થયો અને ભયંકર ગર્જના કરતો

જાડેજીના શયનગૃહમાં પહોંચી ગયો. તેના મોં પર સખ્ત ક્રોધ વ્યાપી ગયેલો જણાતો હતો. તેની દૈવી શક્તિનું સ્થાન રાક્ષસી શક્તિએ લીધું હતું. તેણે ઝડપથી સિદ્ધરાજને પકડી ભોંય પર ફેંકી દીધો. સિદ્ધરાજ તરત જ બેઠો થઈ ગયો. શયનગૃહમાં દ્વંદ્વ યુદ્ધ ચાલી રહ્યું હતું.

જાડેજી ગભરાઈ ગઈ હતી. શું કરવું તેની સુઝ તેને પડતી નહતી. અચાનક તેનો હાથ માથા પર ગયો અને અંબોડામાં છુપાવેલી કટારીનો તેના હાથને સ્પર્શ થયો. તેણે ઝડપથી કટારી હાથમાં પકડી અને કાલ ભૈરવને ઉદ્દેશી કહેવા લાગી. 'દુષ્ટ! પિશાચ! તું કોણ છે? મારા પતિ સાથે કેમ લડે છે? અહિંથી ચાલ્યો જા, નહિ તો હું મારી કટારી વડે તારા પ્રાણ હરીશ!' એમ કહી તે ઉભય લડતા હતા તે તરફ આગળ વધી.

એ સમયે જગદેવ ત્યાં આવી પહોંચ્યો. તેણે એકદમ કહ્યું. 'સબૂર'.

તેના વીરત્વ ભર્યા પહાડી અવાજે જાડેજી થંભી ગઈ એટલું જ નહિ પરંતુ, સિદ્ધરાજ અને કાલભૈરવ પણ લડતાં લડતાં અટકી ગયા. કાલભૈરવ ખુન્નસભરી આંખે જગદેવ સામે જોઈ રહ્યો, પરંતુ જગદેવને સંપુર્ણ નીરખતાંજ તેના વદન પર ભયની એક કંપારી આવી અને ચાલી ગઈ; છતાં તેણે હિંમત રાખી પૂછ્યું, 'તું કોણ છે! અહીં શા માટે આવ્યો છે?'

'હું કોણ છું તેની ખબર હમણાંજ તને પડશે,' જગદેવે ભારે સ્વરે કહેવા માંડયું. તું દેવ કહેવાય છે! શું દેવ આવાં દુષ્ટ કાર્યો કરવા પ્રેરાય છે? તું પાપી છે, દેવ નથી. તારી અધમ આકાંક્ષાઓનું ફળ હમણાંજ હું તને આપું છું,' એમ કહી જગદેવે ઝડપથી કાલભૈરવની નજીક જઈ જોસથી એક પાદ–પ્રહાર કર્યો. કાલભૈરવ ભોંય ગબડી પડયો અને તેનો પગ લંગડો થઈ ગયો. જગદેવ તેના પર ચઢી બેઠો અને એટલા જોસથી તેને દબાવ્યો કે તેના મોંમાંથી પાણી નીકળી ગયું. કાલભૈરવની આંખો તરવરવા લાગી. જગદેવે કહ્યું, 'દુષ્ટ! જોયું આ પાપનું ફળ! આજે હું તને પુરો કરી નાખીશ'

કાલભૈરવ નિર્બળ થઈ ગયો હતો. તેણે આજીજી ભર્યા સ્વરે કહેવા માંડયું, 'મને છોડ, હું હવે અહીં કદાપી નહિ આવું. અધમ કાર્ય કરવા હું કદાપી વિચાર પણ કરીશ નહિ.'

ઘણી આજીજી પછી જગદેવે તેને જીવતો રહેવા દીધો, પરંતુ તેના હાથે પગે સજ્જડ બંધન બાંધી ભોંયરામાં પુરી રાખ્યો.

## ૨૦

# ધારાનગર પર ચઢાઈ

**ધા**રાનગરથી પાછા ફરેલા રાજગોર અને સરદારોની વાત સાંભળી લાખોફુલાણી ગુસ્સાથી લાલચોળ થઈ ગયો. પોતાનું અપમાન થયું હોય તેમ તેને લાગ્યું. ધારાનગર જીતી ઉદયાદિત્યને શિક્ષા આપવા તે અધીરો બની ગયો. થોડાક દિવસ પછી પોતે એક હજાર હયદળ લશ્કર સાથે પાછળ આવી પહોંચે છે એમ જણાવી એજ દિવસે બે હજારનું પાયદળ લશ્કર ધારાનગર તરફ રવાના કર્યું.

લાખો ફુલાણી યુદ્ધનો બહુજ શોખીન હતો. કોઈ પણ લડાઈ લડવામાં પોતે અગ્રેસર રહેતો. યુદ્ધ લડવાનુ તેને ગમતું. તે નિર્ભય અને શુરવીર હતો. પાયદળ લશ્કરને ધારાનગર તરફ કુચ કરે થોડાક દિવસ વહી ગયા એટલે એક સાંજે તેણે દરબાર ભરી, એક હજાર ચુનંદા હયદળ સૈનિકો ચુંટી કાઢયા. બીજે દિવસે સવારમાં ધારાનગર તરફ કુચ કરી જવા તૈયાર થવા સૌને હુકમ આપ્યો.

ક્ષિતિજ પર બાલરવિનો ઉદય થતો હતો. સઘળા વાતાવરણમાં નવીન ચેતન અને ઉત્સાહની ચમક હતી. એ સમયે ભુજનગરના વિશાળ દરવાજામાંથી સૌથી પ્રથમ એક ઘોડેસ્વાર બહાર આવ્યો.

એ લાખો ફૂલાણી હતો. તેના ખભે ઢાલ હતી. કેડ પર કસકસેલા કમરપટા પર લાંબી શમશેર લટકતી હતી. રવિ રંશ્મિઓ વડે મસ્તક પરનો રાજમુગટ ચમકચમક ચમકતો હતો. તેના વદન પર દ્રઢતા સહ ગંભીરતા હતી. તેની પાછળ બબ્બેની લાઇનમાં દસ મુખ્ય સરદારો હતા અને તેમની પાછળ ચચ્ચારની હારબંધમાં બીજા સૈનિકો એક પછી એક વ્યવસ્થિત રીતે તાલબદ્ધ ઘોડાઓ સાથે ભુજનગરના વિશાળ દરવાજા બહાર આવતા હતા. એ દ્રશ્ય ખરેખર ભવ્ય હતું. બધા સૈનિકો બહાર આવી જતાં તેમણે ઘોડાઓ મારી મુકયા. રાત્રિ પડે ત્યાં વિશ્રાન્તિ લેતા અને બીજા દિવસે વહેલી સવારના તેઓ આગળ કૂચ કરતા ચાલ્યા જતા હતા. ધારાનગરથી પાંચ માઈલ દૂર પર આગળથી રવાના કરેલા પાયદળ લશ્કર સાથે તેમનો મેળાપ થઈ ગયો.

ધારાનગરમાં એટલી બધી અવ્યવસ્થા હતી કે વગર લડાઈએ લાખો ફૂલાણી તેના લશ્કર સહિત ધારાનગરમાં દાખલ થઈ ગયો. ધારના લશ્કરમાં ફાટફુટ હતી એટલે થોડાક જ સૈનિકોનો સામનો હટાવી લાખો ફૂલાણી તેના થોડાક જ સૈનિકો સહિત વાઘેલીના મહેલે પહોંચી ગયો. વાઘેલી રાણી, તેની ઉચ્છૃંખલ દાસી અને વાઘેલી રાણીના બીજા સાથીદારોને પકડી કેદ કરવામાં આવ્યાં.

ધારાનગર પર ચઢાઈ થયાના અને વાઘેલી રાણીને પકડયાના સમાચાર ઉદયાદિત્યને આપવા એક અનુચર ગયો ત્યારે તે ઉંઘતો હતો. અનુચરે તેને જગાડી બધી હકીકત કહી.

ઉદયાદિત્ય મનમાં બબડવા લાગ્યો, 'જગદેવ, કપુત નીકળ્યો. વાઘેલી રાણી કહેતી હતી એ સાચું હતું. પિતૃદ્રોહી બની તેણે જ ધારા પર ચઢાઈ કરાવી. એ મરી ગયો હોત તો યે ઠીક. પણ હવે શું થાય? થયું એ ન થયું થવાનું છે! હાલમાં તો દુશ્મનનો નાશ કરવા તૈયાર થઈ જવું એ જ ઉચિત છે.'

થોડા ઘણા સૈનિકો ઉદયાદિત્યનું રક્ષણ કરવા તેના મહેલની આસપાસ સશસ્ત્ર ઉભા હતા. ઉદયાદિત્ય સશસ્ત્ર બની નીચે આવ્યો. તેની આંખોમાં જાણે અગ્નિ વરસતો હતો. વદન પર ક્રૂરતા સાથે કર્કશતા હતી. ધારાના સૈનિકોએ 'રાજા ઉદયાદિત્યની જય' પોકારી તેને સલામી આપી. એ સમયે લાખો ફૂલાણી તેના સૈનિકો સહ ત્યાં આવી પહોંચ્યો. ખુનખાર ઝપાઝપી ચાલી. ઉદયાદિત્ય રોષભેર લડી રહ્યો હતો. તેણે દસ પંદર સૈનિકોને કાપી નાખ્યા, પરંતુ આખરે લાખા ફુલાણીએ તેની તરવાર ભોંય પર ફેંકાવી દીધી. તે નિઃશસ્ત્ર બની ગયો. કચ્છના સૈનિકોએ તેને કેદ કર્યો. રાજા કેદી બનતાં ધારાના જે થોડા ઘણા સૈનિકો ત્યાં હતા તે નાસી ગયા.

લાખા ફૂલાણીએ ધારાનગર પર ચઢાઈ કરવાનું કારણ જણાવી, ઉદયાદિત્યને શાંત પાડયો. પછી તેને મહેલના એક

એકાન્ત ઓરડામાં પુરી દીધો. બહાર પચીસ સશસ્ત્ર સૈનિકોનો પહેરો મુકી, લાખો ફૂલાણી સોલંકિણી રાણીના કારાગૃહ પ્રતિ ચાલ્યો.

ઉદયાદિત્ય પકડાયાના સમાચાર સોલંકિણી રાણીને જાણ થતાં તે રડવા લાગી. 'મારો પુત્ર જગદેવ અત્યારે હોત તો! હે પ્રભુ! મારા પર એક પછી એક દુઃખના વાદળ કેમ ચઢી આવે છે! પ્રભુ! મારાથી હવે આ દુઃખો સહન નથી થતાં. હવે તો મને તારી પાસે લઈ લે.' એમ કહી તે વિલાપ કરવા લાગી. વિલાપ કરતાં તે બેભાન બની ભોંય પર પડી ગઈ.

થોડીવારમાં લાખો ફૂલાણી કારાગૃહમાં આવી પહોંચ્યો. કારાગૃહના એક ખુણા પાસે વૃદ્ધા જેવી બની ગએલી એક સ્ત્રી પડેલી હતી. તેની આંખો ઊંડી ઉતરી ગયેલી હતી. તેના ગાલમાં ખાડા પડી ગયા હતા. તાજા અશ્રુબિન્દુઓના લીસોટા તેના ગાલ પર જણાતા હતા. શરીર તદ્દન નબળું અને નુરહિન બની ગયેલું હતું. તેનાં વસ્ત્ર તદ્દન જુનાં અને મેલાં હતાં. એ જગદેવની માતા હતી.

સોલંકિણીની આવી દશા જોઈ લાખાફૂલાણીને બહુ જ લાગી આવ્યું. તેણે ધારાના પ્રધાન વગેરેની સ્ત્રીઓને બોલાવી અને સોલંકિણીને કારાગૃહમાંથી ઉપડાવી, રાજમહેલમાં મોકલાવી દીધી અને તેની બરાબર સંભાળ રાખવાની સુચના કરી.

સોલંકિણી રાણી જ્યારે ભાનમાં આવી ત્યારે તે

એકદમ આશ્ચર્ય પામી. તેણે પૂછ્યું, 'રાજાનું શું થયું? અને અહિં કોણ લાવ્યું?'

પ્રધાનની સ્ત્રીએ બધી હકીકત જણાવી. સોલંકિણી રાણીને એ વાત સાંભળી આનંદ થયો.

એકાન્ત ઓરડામાં પુરાએલો ઉદયાદિત્ય લાખાફૂલાણીએ કહેલી વાત ઉપર વિચાર કરતો બેઠો હતો. તેને વાઘેલી રાણી પર સખત અણગમો આવતો હતો. સઘળાં દુષ્કૃત્યોનું મૂળ વાઘેલી રાણીજ છે એમ હવે તેને જણાયું. એ સમયે લાખોફૂલાણી તેની પાસે જઈ પહોંચ્યો. તેણે કહ્યું. 'ઉદયાદિત્ય! તું મારો શત્રુ નથી, પરંતુ મારો મિત્ર છે. સ્ત્રીની ખોટી શિખામણને બુદ્ધિથી વિચાર કર્યા સિવાય વર્તનમાં મુકનારને આવુંજ ફળ મળે છે. મારે તારું રાજ્ય જોઈતું નથી, પરંતુ મારી કુંવરીનું સગપણ જગદેવ સાથે કરવા આવનાર રાજગોર અને મારા સરદારોનું અપમાન કરવાના બદલા માટે અને તારા રાજ્યમાં ચાલતા અન્યાયની અને ગેરકારભારની તને જાણ કરવા સારુંજ મેં આ કૃત્ય કર્યું છે. તારા રાજ્યની નબળી સ્થિતિ જાણી અન્ય રાજાઓ ક્યારનાએ ધાર પર ચઢાઈ કરવા તૈયાર થઈ ગયા હતા. મેં તને એમાંથી બચાવી તારા ઉપર ઉપકાર કર્યો છે, પરંતુ તારે હવે શી રાજ વ્યવસ્થા કરવી છે?'

'હવે રાજ્ય ચલાવવાની મારી ઈચ્છા નથી.' ઉદયાદિત્યે કહેવા માંડ્યું, 'જગદેવકુંવર જ્યાં હોય ત્યાંથી તેને શોધી લાવી મારે તેને રાજ્યગાદી સોંપવી છે.'

'પણ રણધવળ તારો પુત્ર છે. રાજગાદી તો તેને જ સોંપ.'

'ના, એ રાજ્ય કરવાને લાયકજ નથી. દુષ્ટ માતાનો એ કેવો પુત્ર હશે! જગદેવ વીર છે, કર્મવીર છે, રાજ્ય કરવાને એ જ લાયક છે. હું તેને જ રાજગાદી સોંપીશ!'

'ના, એમ તો ન બને. મોટા કુંવરને અન્યાય થયો કહેવાય, લાખાફૂલાણીએ કહેવા માંડયું; પરંતુ આપણે ધારાનગરીની સઘળી પ્રજાને એકત્ર કરીએ અને જેની તરફ પ્રજા બહુમતિ બતાવે તેને રાજગાદી સોંપવી. કેમ બરાબર છે ને?'

ઉદયાદિત્યે 'હા' પાડી.

બીજે દિવસે ધારાના સઘળા પ્રજાજનો દરબારમાં આવી હાજર થયા. લાખાફૂલાણીએ રાજ્ય ગાદી કોને સોંપવી એ બાબત પોતપોતાનો અભિપ્રાય દરેક પ્રજાજન જણાવે તેવી વિનંતિ કરી. રાજા ઉદયાદિત્યે એ વિનંતિને સહર્ષ સ્વીકારી.

થોડીક વાર પછી એકત્ર થયેલા પ્રજાજનોનો ઘણો મોટો ભાગ 'જગદેવ કુંવરની જય' પોકારી ઊઠયો. રાજ્યગાદી જગદેવને સોંપવી એમ નકકી થયું.

જગદેવને ધારાનગર પાછો બોલાવી લાવવા કેટલાક માણસો રવાના કરવામાં આવ્યા.

૨૧

## કંકાળી ભાટડી

પુર્ણિમાની રાત છે. સઘળા વીરો ભેગા મળી ચંડિકાદેવીના ચાચરમાં રમે છે. એ સમયે દેવી ત્યાં આવી પહોંચ્યાં. કાલભૈરવને ન જોતાં દેવીએ ગોરા ક્ષેત્રપાલને પૂછ્યું, 'કાળો ક્યાં ?'

'માતાજી !' ગોરા ક્ષેત્રપાલે બે હાથ જોડી કહ્યું, 'આપનાથી શું એ અજાણ્યું હશે ?'

દેવીએ જ્ઞાન દ્રષ્ટિથી વિચારી જોયું, એટલે કાલભૈરવની શી દશા થઈ છે એ તેમના જાણવામાં આવ્યું. કાલ ભૈરવને બંધન મુક્ત કરાવા જગદેવ પાસે જવા તેમણે નિર્ણય કર્યો.

કાલ ભૈરવનું દુઃખ નિવારણ થવાથી સિદ્ધરાજ જગદેવ પર બહુજ ખુશ થયો હતો. જગદેવને માન અને કંઈક ભેટ આપવાની તેની ઇચ્છા થઈ હતી. એક દિવસે તેણે ખાસ દરબાર ભરી કહ્યું, 'જગદેવે મારી અમુલ્ય સેવાઓ કરી

છે અને તેથી હું તેના પર ઘણોજ ખુશ થયો છું. તે કર્મવીર અને મહા પરાક્રમી પુરુષ છે. તેની લાંબી અને એકધારી કાળજી ભરી સેવાઓની કદર કરી હું તેને બે હજાર ગામ+ બક્ષીસ આપું છું તથા તેની વીરતાના પ્રતિક માટે હું તેને 'કર્મવીર, પરાક્રમી જગદેવ'નો સુવર્ણચંદ્રક આ પ્રસંગે ભેટ આપું છું.

જગદેવે સહર્ષ સુવર્ણચંદ્રકનો સ્વીકાર કર્યો અને તેને બે હજાર ગામ બક્ષીસ આપવા બદલ તેણે સિદ્ધરાજનો આભાર માન્યો. પછી ધીમે ધીમે દરબાર વીખરાવા લાગ્યો. જગદેવ સિદ્ધરાજ પાસે ઘેર જવાની આજ્ઞા માગતો હતો એ સમયે એક કાળી ભૂત જેવી, દુર્બળ અને વૃદ્ધ ડોશી દરબારગૃહમાં દાખલ થઈ. તેના મોટા મોટા દાંત ભયંકર અને બિહામણા હતા માથા પરના વાળ આમ તેમ ઝુલતા હતા. તેના કપાળમાં સિંદૂરનો લેપ હતો. હાથમાં ત્રિશૂળ હતું. તેલ અને સિંદૂરવાળી અંગે કાંચળી પહેરી હતી. તેણે કાળા ઊનનો કાંબળો પહેર્યો હતો અને ખભા ઉપર કાળી લોબડી ઓઢેલી હતી. તેનો દેખાવ સુગ ચઢે એવો અને ભયંકર હતો.

એ ચંડિકાદેવી હતી. કાલ ભૈરવને છોડાવવા તેણે ભાટડીનો વેષ ધારણ કર્યો હતો.

દેવીનું ભયાનક રૂપ જોઈને દરબારીઓ ગભરાયા, માણસનું રૂપ તો નહિજ! આ તે દેવી હશે કે ડાકણ! તેઓ

---

+ ગુજરાતમાં હાલ પરમારનાં ચોવીસ ગામનો મુળી તાલુકો છે.

વિચારી રહ્યા હતા, પરંતુ દેવી તો ધીર અને ગંભીર ડગલે સિદ્ધરાજ સમક્ષ જતી હતી. એક જણે હિંમત કરી પૂછ્યું, ' તમે કોણ છો અને ક્યાંથી આવો છો ?'

' હું કંકાળી ભાટડી છું. હું દેશ દેશ ફરતી સિદ્ધરાજની કીર્તિ સાંભળી અહિં આવી ચઢી છું ' પછી તેણે ઉભેલા બધા સરદારો તરફ નજર ફેરવી જોઈ. જગદેવ સિદ્ધરાજ નજીક ઉભો હતો. સિદ્ધરાજ સમક્ષ ઉભા રહી તેણે જગદેવને જમણે હાથે અને સિદ્ધરાજને ડાબે આશિર્વાદ આપ્યા. પછી ખભા પર ઓઢેલી લોબડીનો છેડો તેણે માથા પર ઢાંક્યો.

જગદેવ સિદ્ધરાજની રજા લઈ ઘેર ગયો. પછી સિદ્ધરાજે કંકાળી ભાટડીને પૂછ્યું. ' તું ઉઘાડે માથે હતી. અને પછી ત્હેં માથે છેડો નાખ્યો અને જમણે હાથે ત્હેં કોને આશિર્વાદ આપ્યા ?'

ત્યારે કંકાળી ભાટડીએ કહ્યું. ' મેં જગદેવને દેખી માથે છેડો નાખ્યો અને તેને જ જમણે હાથે આશિર્વાદ આપ્યો. ક્ષત્રિઓમાં અત્યારે એના જેવો વીર પુરુષ બીજો કોઈ નથી એ પરમાર છે. પરમારોનાં પ્રરાક્રમ અલૌકિક છે. તેને ઓળખીને જ મેં આમ કર્યું છે. કારણ કે:—

' પ્રથમ વડા પરમાર, પૃથ્વી પરમારો તણી.
એક ઉજેણી ધાર, બીજું આબુ બેસણું.'

પરમારોમાં વિક્રમાદિત્ય અને ભોજ જેવા વીરનરો થઈ ગયા છે. જગતમાં પરમારોની બરોબરી કરી શકે તેમ

કોણ છે ? જગદેવ જેટલું દાન આપશે એટલું દાન કોઈ નહિ આપી શકે.'

કંકાળી ભાટડીનાં વચનો સાંભળી સિદ્ધરાજને પોતાનું માન અને મહત્તા ઘવાતાં હોય તેમ તેને લાગ્યું. તેણે ભાટડીને ઉદ્દેશીને કહ્યું, 'તું પહેલી જગદેવ પાસે જા. એ જે દાન આપશે તેનાથી ચોગણું દાન હું તને આપીશ.'

'વારૂ', કહી કંકાળી ભાટડી જગદેવના ઘર પ્રતિ ચાલી નીકળી.

## ૨૨

# મસ્તકદાન

જગદેવ દેવીની પ્રાર્થનામાં ધ્યાનમગ્ન બેઠો હતો. દરબારમાં દેખેલી કંકાળી ભાટડીના રૂપે દેવી તેના ઘેર આવી રહ્યાં હોય તેવો તેની દ્રષ્ટિએ ભાસ થયો. એ સમયે જ કંકાળી ભાટડીએ તેના મકાન આગળ આવી જગદેવને ઉંચા સ્વરે આશિર્વાદ આપ્યો.

અવાજ સાંભળી જગદેવ બહાર આવ્યો. ઘડીભર પહેલાં જ તેની દ્રષ્ટિ સમક્ષ આવેલા ચિતાર પ્રમાણે કંકાળી ભાટડીના રૂપે દેવી પોતે જ તેના ઘેર પધાર્યાં છે એમ તેને ખાત્રી થઈ. તેણે દેવીને નમસ્કાર કર્યા અને પછી આસન પર બેસાડી તેમના આગમનનું કારણ પૂછ્યું.

કંકાળીએ દરબારમાં બનેલી હકીકત જગદેવને કહી અને પછી કહ્યું, 'મારે અને સિદ્ધરાજને હોડ થઇ છે કે જગદેવ જે દાન આપે તે તારાથી નહિ અપાય.' ત્યારે તેણે કહ્યું. 'જગદેવ પાસે જા. તે જે દાન આપશે તેનાથી

ચોગણું દાન હું આપીશ.' માટે તું મને સમજીને દાન આપ. સમુદ્ર પુંઠ દે નહિ અને પરમાર અવળું જુએ નહિ.'

'માતાજી! આપ જરાવાર બેસો. હું હમણાં જ આપને શું દાન આપવું એ નક્કી કરું છું.' એમ કહી તેણે વીરમતિ અને સિદ્ધમતિને બોલાવ્યાં અને યાચકને શું દાન આપવું તે વિષે તેમની સંમતિ માગી.

બંને સ્ત્રીઓ ગુંચવણમાં પડી. હાથી, ઘોડા, ધન, વગેરે આપીએ. પરંતુ મહારાજા સિદ્ધરાજ તો લખલુટ સાહ્યબીનો માલીક છે, એટલે આપણે જે આપીએ એનાથી ચોગણું આપતાં તેને કેટલીવાર? એવું તે શું દાન હોઈ શકે કે જેથી તે આપણી બરાબરી પણ ન કરી શકે?

બંને સ્ત્રીઓને વિચારમાં પડેલી દેખી જગદેવે કહ્યું, 'મસ્તકદાન સૌથી વધુ ઉત્તમ છે. ચોગણું તો શું પરંતુ મહારાજા સિદ્ધરાજ એક 'મસ્તકદાન' પણ નહિ આપી શકે.'

'મસ્તકદાન! સિદ્ધમતિથી એકાએક બોલાઈ ગયું. એ તો ન જ બની શકે. માથા ઉપર તો બધુ મંડાણુ છે. આવી ભાટડીઓ તો ઘણીએ આવશે. 'મસ્તકદાન' એમ અપાતું હશે?'

પરંતુ વીરમતિએ એનાથી જુદો જ અભિપ્રાય આપ્યો. 'પરમારોની ઉજ્જવળ કીર્તિને કલંક ન જ લાગવું જોઈએ. ભલે, મસ્તક જાય, આપણો પ્રાણાધાર જાય.'

અને જગદેવે 'મસ્તકદાન' આપવા નિર્ણય કર્યો. કંકાળી ભાટડી સમક્ષ નાની તલવારના એક ઝપાટે તેણે તેનું માથું કાપી નાખ્યું +

વીરમતિએ માથું કપડામાં ઝીલી લીધું. પછી એક સુવર્ણથાળ લાવી તેમાં તે મૂક્યું અને તે પર કપડું ઢાંકી કંકાળીને અર્પણ કર્યું.

કંકાળી ખુશ થઈ તેણે કહ્યું, 'તમે રડશો નહિ, ગભરાશો નહિ, તમે તમારા પતિના ધડ પાસે બેસી તેની રક્ષા કરો અને હું પાછી આવું ત્યાં સુધી મંગળ ગીત ગાઓ. હું જગદેવને સજીવન કરીશ.' જુઓ, 'એમ કહી તેણે માથા પર ઢાંકેલ કપડું ઊંચું કર્યું. મસ્તક હસી રહ્યું હતું બંને સ્ત્રીઓના હૃદયમાં શાંતિ વળી.

કંકાળી ભાટડી જગદેવના મસ્તકવાળો સુવર્ણથાળ લઈ સિદ્ધરાજના મહેલ તરફ ચાલી નીકળી.

---

+ સંવત ૧૧૭૪ના ચૈત્ર માસની ત્રીજ. જગદેવે કંકાળી ભાટડીને માથું ઉતારી આપ્યું.

# ૨૩

# સિદ્ધરાજ નમ્યો

**કંકાળી ભાટડી** ચાલી જાય છે. રસ્તામાં જગદેવના ભાણેજ સંઘતસંગ ખીચીનું મકાન આવે છે. તેણે કંકાળીને સુવર્ણથાળ લઈને જતાં દેખી. તેણે બૂમ પાડી, 'માતાજી આમ આવો.'

કંકાળી તેની પાસે ગઈ. સંઘતસંગે પૂછ્યું. 'મામાજીએ શું આપ્યું ?'

કંકાળીએ સુવર્ણથાળ ઉપરથી કપડું ઉંચું કરી બતાવ્યું. જગદેવનું માથું હસી રહ્યું હતું.

સંઘતસંગ ખીચી એક આંખે કાણો હતો. તેણે તેની બીજી આંખ આંગળી વડે બહાર કાઢી સુવર્ણથાળમાં મુકતાં કહ્યું, 'માતાજી ! મારાથી મામાજીની બરાબરી તો ન થઈ શકે. પરંતુ હું મારી એક આંખ છે તે તમને ભેટ આપું છું.'

કંકાળીએ તેની ભેટ સહર્ષ સ્વીકારી. પછી તે સિધ્ધ-રાજની પાસે ગઈ.

સિધ્ધરાજે કહ્યું 'બસ ફક્ત એક સુવર્ણથાળમાં દાન આપ્યું કે? હશે, એ તો એટલું જ દાન આપી શકે. એની પાસે કયાંથી વધારે માલમત્તા હોય! વારૂ, સુવર્ણથાળમાં શું છે? એ મને દેખાડ, એટલે હું ચોગણું દાન આપું.'

કંકાળીએ સુવર્ણથાળ ઉપર ઢાંકેલું કપડું લઈ લીધું. સિદ્ધરાજ એ દૃશ્ય જોઈ ચોંકી ઊઠયો. જગદેવનું માથું હસી રહ્યું હતું. અને તેની પાસે એક આંખ ચમક ચમક ચમકી રહી હતી.

સિદ્ધરાજને દિગ્મૂઢ ઉભેલો દેખી કંકાળીએ કહ્યું, 'સિદ્ધરાજ! તારા વચન પ્રમાણે ચાર માથાં અને ચાર આંખો આપ.'

'મસ્તકદાન' આપવા સિદ્ધરાજની હિંમત ન ચાલી. તેણે કંકાળીને વિનમ્ર ભાવે કહ્યું, 'મસ્તકદાન' સિવાય તું બીજું ગમે તે માગ હું જરુર તે આપીશ.'

'સિદ્ધરાજને કંકાળીએ કહેવા માંડયું, 'હું પ્રથમથીજ કહેતી હતી કે તારાથી પરમારની બરોબરી પણ નહિ થાય. વારું, હું તારો કોલ માફ કરું છું. પરંતુ એક શરતે; 'તારા મહેલની અગાસી પર ચઢ, ત્યાં 'જગદેવ જીત્યો અને હું હાર્યો' એમ સાત વખત બોલી આ થાળ નીચેથી તું નીકળ એટલે બસ.'

સિદ્ધરાજે એ પ્રમાણે કર્યું.

પછી કંકાળી સુવર્ણથાળ લઇ પાછી ફરી. પ્રથમ સંધતસંગ ખીચીનું મકાન આવ્યું. તે ત્યાં ગઈ ત્યારે સંધતસંગ દેવીની પ્રાર્થનામાં બેઠો હતો. કંકાળીએ તેને આશિર્વાદ આપ્યો. અવાજ સાંભળી સંધતસંગે આંખ ખોલી. તે બંને આંખે દેખતો થયો. બહાર આવી તે માતાજીને પગે પડયો. પછી કંકાળી જગદેવના ઘેર ગઇ. કંકાળીને પાછી આવેલી જોઈ જગદેવની બંને સ્ત્રીઓએ તેને નમસ્કાર કર્યા. જગદેવના ધડ પર માથું મુકી કંકાળીએ મંત્રોચ્ચાર કર્યો એટલે જગદેવ સજીવન બની બેઠો થયો.

પછી તેણે કહ્યું: 'માતાજી! શું આપું?'

'બેટા!' કંકાળીએ કહ્યું, 'હું તારી ભક્તિથી ખુશ થઈ છું. કાલભૈરવ ક્યાં છે?'

'મેં એને બંધનમાં રાખ્યો છે. એના દુષ્કૃત્ય માટે.'

'હું જાણું છું. જગદેવ! એને છોડી દે.'

'માતાજી! આપની જેવી આજ્ઞા.' પછી કાલભૈરવને બંધનમુક્ત કરી, જગદેવે માતાજીને સોંપ્યો.

કાલભૈરવે તેના દુષ્કૃત્ય બદલ માતાજીની માફી માગી. તેના પગે ઈજા થયેલી હોવાથી તે ખોડીઓ ખેતરપાળ કહેવાયો.

જગદેવ અને તેની સ્ત્રીઓ માતાજીને પગે લાગ્યાં. માતાજીએ તેમને આશિર્વાદ આપ્યા. પછી કાલભૈરવને જગદેવની ઘોડી પર બેસાડયો. જગદેવને પણ સાથે લીધો પછી તે સિદ્ધરાજ પાસે ગઇ.

કંકાળીને દેખી સિદ્ધરાજે કહ્યું: 'માતાજી હું વચન-ભંગ થયો છું. મેં આપનો ગુન્હો કર્યો છે. મને માફ કરો. હું મારું માથું આપવા તૈયાર છું.'

'સિદ્ધરાજ, એ પળ ગઈ. ગત પ્રસંગ પુનઃ આવતો હશે? હવે એ શા કામનું?'

પછી સિદ્ધરાજને આશીર્વાદ આપી કંકાળી ચાલી, પરંતુ સિદ્ધરાજે તેની સ્તુતિ કરી તેને પાટણમાં રાખી. પાટણમાં તેનું દહેરું બંધાવ્યું. તેમાં કંકાળીની સ્થાપના કરી.

## ૨૪

# દેશગમન

મહત્તાશાળી માણસને પોતાના સહવાસની કોઈ પણ વ્યક્તિ તેનાથી ઉતરતા દરજ્જાની રહે એ સારુ લાગે છે અને કદાચ તેના સમોવડી બનીને રહે તો પણ તે મને કે કમને ચલાવી લે છે, પરંતુ જ્યારે બીજી વ્યક્તિની મહત્તા તેનાથી વિશેષ થઈ જાય ત્યારે સામાન્ય માનવ સ્વભાવાનુસાર તેના દિલમાં તેના હરિફ માટે વેર યા ઈર્ષા પેદા થાય છે. સિદ્ધરાજને પણ એમ થયું. જગદેવની મહત્તા તેને આંખમાં પડેલા કણાની જેમ ખુંચવા લાગી. જગદેવની મહત્તા કોઈપણ ભોગે ઉતારી પાડયા સિવાય તેને ચેન પડતું ન હતું. તેણે ધાર પર ચઢાઈ કરવા એજ દિવસે નિર્ણય કર્યો.

લશ્કરનું સેનાપતિપદ તેણે લીધું. સિદ્ધરાજના આ કાર્યની જાણ તેના વફાદાર લશ્કરી માણસો સિવાય કોઈને ન હતી. રાત્રીના દસ વાગ્યા પછી તેણે લશ્કરસહ ધાર તરફ પ્રયાણ કર્યું. બે ત્રણ માઈલ ચાલ્યા પછી તેના

માણુસોના કહેવાથી તેને લાગ્યું કે ધાર બહુ જ દૂર છે. ત્યાં જતાં ઘણા દિવસો લાગશે અને તેથી તેની યોજના બહાર પડી જશે, એટલે તેણે કૃત્રિમ ધારાનગર બનાવી તેને જીતી લેવા નિર્ણય કર્યો. ચોવીસ કલાકમાં ધારાનગરનો આટાનો કૃત્રિમ ગઢ બનાવી તેમાં ઉદયાદિત્ય, રણધવળ અને જગદેવની પ્રતિમાઓ મુકવા આજ્ઞા કરી તે એકલો જ એ રાત્રે પાટણ પાછો ફર્યો.

જગદેવને આ યોજનાની જાણ થઇ. પોતાની હયાતિમાં પોતાના સાચા નહિ તો કૃત્રિમ ધારાનગરનું પતન થાય એ એના જેવા વીર પુરુષને-દેશાભિમાનીને કેમ ગમે? તેણે પાટણમાંના તેના માલવીય યોદ્ધાઓને એકત્ર કર્યા અને સહુને અજાણ રાખી તે તેના માણુસો સહ ધારના બનાવટી ગઢમાં દાખલ થઈ ગયો.

બીજા દિવસની રાત્રિ પડી સિદ્ધરાજ તેના થોડા વિશ્વાસુ માણુસો સાથે ધારના કૃત્રિમ ધાર× પર ચઢયો. જાણે રમત કરવાની હોય તેમ મંદગતિએ લશ્કર આગળ વધ્યું. ગઢ નજીક લશ્કર પહોંચ્યું ત્યારે જગદેવ તેના સશસ્ત્ર સૈનિકો સહ તેમના પર તૂટી પડયો. વિજળી જેમ સબાક, સબાક, તલવારો ખેંચાઈ. ખૂનખાર ઝપાઝપી ચાલવા લાગી. જગદેવના માણુસો હિંમતથી લઢી રહ્યા હતા. સિદ્ધરાજનું લશ્કર પાછું હઠવા માંડયું. જગદેવ સામનો કરી રહ્યો છે, એવી

× આ ઉપરથી કહેવત ચાલે છે કે ' જો જો ભાઈ ધાર-ધાડ મારવા ચઢયા છે=નીકળ્યા છે.

ખબર સિદ્ધરાજને પડી એટલે તેણે તેના લશ્કરને વિખરાઈ જવાની આજ્ઞા કરી. કૃત્રિમ ધાર પર જીત મેળવવા જતાં પરાજીત બની સિદ્ધરાજને પાછા ફરવું પડયું.

ઉપરના બનાવથી જગદેવનું મન નાખુશ થઈ ગયું. તેને હવે પાટણમાં વધારે વખત રહેવું યોગ્ય નથી એમ લાગવા માંડયુ. વીસ વીસ વર્ષના દીર્ઘકાળ પછી તેના હૃદયમાં માતાપિતાના સ્નેહની લાગણી તાજી બની. માતાની શી સ્થિતિ હશે એ વિચારે તેને દુઃખ થવા લાગ્યું. તેણે ધારાનગર તરફ પ્રસ્થાન કરવા શુભ મૂહુર્ત જોવા પંડિતોને બોલાવ્યા. પંડિતો આવ્યા એ સમયે પાંચ ઘોડેસ્વારો તેના મકાન આગળ આવીને ઉભા રહ્યા. એક ઘોડેસ્વારે પૂછ્યું, 'જગદેવ અહિં રહે છે?'

'હા, તમે કયાંથી આવો છો?'

'ધારાનગરથી. અમારે જગદેવકુંવરને એક પત્ર આપવો છે.'

'વારૂ, લાવો પત્ર. હું જ જગદેવકુંવર.'

જગદેવે પત્ર લીધો. તે વાંચી તેના હૃદયમાં આનંદની છોળો ઉડી. આવેલા સરદારોને સહર્ષ સત્કાર્યા. બીજે દિવસે સવારના સાત વાગે પ્રસ્થાન સમય નક્કી કરવામાં આવ્યો.

જગદેવને વિદાય આપવા સિદ્ધરાજ તેમજ પાટણના સરદારો, કર્મચારીઓ, અને શહેરીઓ એકત્ર થયા. સિદ્ધમતિના આસપાસ તેની સખીઓ અને સગાસંબંધીઓ ટોળે મળ્યાં હતાં.

આઠ હજાર બંદુકવાળા પ્યાદા તથા તોપખાનું આગળ ચાલ્યાં. વચ્ચે ત્રણ રથ: એકમાં જગદેવકુંવર, બીજામાં વીરમતિ અને તેના પુત્રો અને ત્રીજામાં સિધ્ધમતિ. પાછળ પાંચ હજાર ઘોડેસ્વારો ચાલતા હતા. પુષ્કળ ધનદોલત અને લશ્કર લઈ જગદેવ ધાર તરફ ચાલી નીકળ્યો. માતૃભૂમિના દર્શનની પળે પળે તેના દીલમાં ઝંખના થઇ રહી હતી.

જગદેવના પુનરાગમનની ટુંકટોડા વધામણી ગઈ. નોબતો શરુ થઈ. વાજીંત્રોના કર્ણપ્રિય સ્વરો સર્વત્ર ગુંજવા લાગ્યા. સારાએ શહેરને શણગારવામાં આવ્યું. મોટી ધામધૂમથી બીરજીએ જગદેવનો સત્કાર કર્યો. ટુંકટોડામાં એક દિવસ આનંદ સહ ગાળી જગદેવની સ્વારી ધારાનગર તરફ ઉપડી.

ધારના સીમાડે પહોંચતાં જગદેવના ગોલંદાજોએ તોપોના બાર કરવા માંડયા. ધૂળના ગોટેગોટાઓ વડે આકાશ છવાઈ ગયું હતું. દુશ્મન રાજા ધાર પર ચઢી આવે છે તેવી વાત ફેલાઈ. ધારમાં સાંકેતિક ઢોલ વાગવા માંડયો. સૈનિકો સશસ્ત્ર બની એક વિશાળ ચોકમાં એકત્ર થવા માંડયા. લાખા ફૂલાણીએ તેમની સરદારી લીધી. આવતા માણસોને દુશ્મન જાણી તે તેમની સાથે લડવા નીકળ્યો. એ સમયે જગદેવની શોધમાં નીકળેલા માણસો ત્યાં આવી પહોંચ્યા. તેમણે જણાવ્યું કે દુશ્મન નહિ પણ જગદેવકુંવર આવી રહ્યા છે.

લોકોમાંથી વીરત્વનાં તેજ ઓસરવા લાગ્યાં. સૌના હૃદયમાં આનંદ ઉભરાવા લાગ્યો. લાખો ફૂલાણી જગદેવને

જઈને સહર્ષ મળ્યો. જગદેવે માતાપિતાની ખબર પૂછી. લાખા ફૂલાણીએ રાજ્યમાં પ્રવર્તેલા અંધેરની અને તેની ધાર પર ચઢાઈ કરવાની બીના જગદેવને કહી. પછી જગદેવને સન્માનપૂર્વક ધારમાં પ્રવેશ કરાવ્યો.

સ્થળે સ્થળે રંગબેરંગી ધજાપતાકાઓ ફરકી રહી હતી. રસ્તાની બંને બાજુએ હારબંધ લશ્કરી માણસો ગોઠવવામાં આવ્યા હતા. વાજીંત્રો વાગી રહ્યાં હતાં. જગદેવની સ્વારી આગળ પાંચ નાયિકાઓ નૃત્ય કરતી અને સત્કાર ગીત ગાતી ચાલી રહી હતી. બારી, જાળી અને અટારીએ જગદેવના દર્શનાર્થે લોકોની ઠઠ જામી હતી. સ્થળે સ્થળે જગદેવ પર પુષ્પવૃષ્ટિ થવા લાગી. સર્વત્ર આનંદ અને ઉમંગનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું.

રાજમહેલમાં માતાપિતાને દીર્ઘકાળ પછી મળતાં જગદેવે તેમને સહર્ષ પ્રણામ કર્યાં.

૨૫

## અપરમાતાને ક્ષમા

રંગબેરંગી ધજા પતાકાઓ વડે રાજદરબાર શોભી રહ્યો હતો. આજે એની શોભા કંઈ ઓર હતી લોકો વ્યસ્થિત રીતે ગોઠવાયેલા હતા. લાખો ફૂલાણી, રણધવળ, જગદેવ અને અન્ય પ્રજાજનો રાજા ઉદયાદિત્યનું ભાષણ સાંભળવા એક ચિત્તે આતુર બની બેઠા હતા. આછા વાદળી રંગના પડદા પાછળ વાઘેલી રાણી ગુન્હેગાર બની બેઠેલી હતી. એ સમયે એના વદન પર શોક અને પશ્ચાતાપનાં ચિહ્નો પ્રસરી રહ્યાં હતાં. તેના ગુલાબી સૌન્દર્યભર્યા વદન પર કંઈક મલીનતા છવાએલી જણાતી હતી. સર્વત્ર શાંતિ હતી.

ઉદયાદિત્ય ઉભો થયો. તેની આંખો ક્રોધાગ્નિ વડે લાલ જણાતી હતી. તેણે કહેવા માંડયું, ' સ્ત્રીઓને અયોગ્ય છુટછાટ આપનાર પુરૂષનું જીવન દુઃખ અને પરિતાપ વડે હંમેશાં દગ્ધ બની અશાંતિમાંજ વહ્યા કરે છે. સ્ત્રી અને પુરૂષ જીવનરથનાં બંને સરખાં ચક્રો છે એમ હું માનું છું. બંને સમાનતાથી જીવન જીવે તો જીવનમાં સ્વર્ગીય

સુખ ઉપલબ્ધ કરી શકે, પરંતુ પોતાની મહત્વાકાંક્ષા પોષવા માટે બંનેમાંથી એક વ્યક્તિ તેને મળેલી સ્વતંત્રતા અને સમાનતાનો દુરૂપયોગ કરે, તો ભવિષ્યમાં એકને નહિ પરંતુ બંનેને તેનું માઠું પરિણામ ભોગવવું પડે છે. મેં આજ સુધી વાઘેલી રાણીમાં પુર્ણ વિશ્વાસ રાખ્યો અને વિશ્વાસને પરિણામે મારે સોલંકિણી જેવી પવિત્ર સ્ત્રીને ગુમાવવી પડી. જગદેવ જેવા વીર કુંવરને દેશત્યાગ કરવો પડયો અને મારા મિત્ર લાખાફુલાણીએ ધારાનગર આવી મારી આંતરદ્રષ્ટિને જગાડી ન હોત તો મારા રાજ્યનું શું પરિણામ આવત, અને મારી રૈયતનું શું થાત એની કલ્પના હું અત્યારે કરી શકતો નથી. સ્ત્રીનો અતિ વિશ્વાસ ભયંકર છે, એટલે સદ્‌બુદ્ધિ રૂપી કસોટી પર તેનો કસ કાઢયા પછીજ અમલમાં મુકવો જોઈએ એવો મારો અનુભવ બોલે છે. વાઘેલી રાણીના દુષ્કૃત્યોનો સંપુર્ણ અહેવાલ મારી સમક્ષ રજુ થઈ ગયો છે અને એ જોતાં તે મહાન શીક્ષાને પાત્ર છે. રૈયત અને રાજકુટુંબ રાજાને મન એકજ સરખાં છે. ન્યાયાસન સમક્ષ બંને વચ્ચે કોઈ જાતનો ભેદ રાખી શકાયજ નહિ. ગુન્હેગારને સજા થવીજ ઘટે એ કુદરતી નિયમ છે. એટલે વાઘેલી રાણીને તેનાં દુષ્કૃત્યો બદલ હું દેહાંત દંડની શિક્ષા ફરમાવું છું.'

આખાએ દરબારમાં સનસનાટી વ્યાપી ગઈ. બધા એક ક્ષણ માટે સ્તબ્ધ બની ગયા. એ સમયે એક દાસીએ રાજા ઉદયાદિત્ય સમક્ષ આવી કહ્યું, મહારાજા! વાઘેલી રાણીજીને આપને એક વિનંતિ કરવી છે.'

'ભલે,' ઉદયાદિત્યે કહ્યું.

વાઘેલી રાણીએ પડદા પાછળ ઉભાં રહી કહેવા માંડ્યું, 'રાજાજી! મેં મારા પુત્ર રણધવળના શ્રેય માટેજ અપથ્ય પથ ગ્રહણ કર્યો હતો, પરંતુ ખોટી આકાંક્ષાને પોષવા માણસ ગમે તેવાં ષડ્યંત્રો રચે છતાં અંતે એ નિષ્ફળ નિવડે છે. મેં સોલંકિણી રાણી અને જગદેવ પ્રતિ અમાનુષી વર્તન દાખવ્યું છે. હવે મારૂં અંતર પોકારી પોકારી મને જાહેર કરે છે કે મારૂં એ વર્તન અયોગ્ય હતું. એ માટે મને આજે ખરેખર પશ્ચાતાપ થાય છે મારા ગુન્હા અક્ષમ્ય હોય છતાં મને માફ કરો. માફ કરવું એ માણસની મોટાઈ છે મારા સાચા દિલનો એકરાર અને પશ્ચાતાપ મને સજામાંથી મુક્તિ નહિ અપાવે? હજાર હજાર વાર વંદન કરી હું આપની યાચના કરૂં છું કે મને માફ કરો... ગળે ડુમો બાઝતાં તે આગળ બોલતાં એકદમ અટકી ગઈ અને બેહોશ બની તેના આસન પર બેસી ગઈ.

'પિતાજી!' જગદેવે કહ્યું.

'હાં.'

'મારે પણ આપની સમક્ષ એક યાચના કરવી છે. મને આશા છે કે આપ આપના પુત્રને નિરાશ નહિ કરો.'

'જગદેવ!' ઉદયાદિત્યે કહેવા માંડ્યું 'તારા જેવા વીર કુંવરની યાચના હું નહિ સ્વીકારૂં તો એને સ્વીકારશે કોણ? ખુશીથી કહે, તું જે માગીશ તે આપીશ.'

'પિતાજી ! મારાં પુજનિય અપર માતુશ્રીને ક્ષમા આપો એટલીજ મારી યાચના છે. શુદ્ધ હૃદયથી થએલો પશ્ચાતાપ એમને સજામાંથી મુક્ત કરવા પુરતો છે. હું તો એમનો અત્યંત ઋણી છું. એમના લીધેજ હું જગતમાં કંઈક શુભ કાર્યો કરી શકયો છું. એ ન હોત તો હું અહિં એક રાજકુંવર જેવું સામાન્ય જીવન જીવી અનંતને ખોળે પોઢી જાત. એમના લીધેજ મારામાં શુભ પ્રેરણા, સાહસ અને શૌર્ય જન્મ્યાં છે, એટલે એમને ક્ષમા મળે એવી મારી આપને પ્રાર્થના છે. તેણે દરબારગૃહમાં બેઠેલા લોકોને ઉદ્દેશીને કહ્યું. 'સર્વે પ્રજાજનો પણ મારી માગણીને ટેકો આપશે એવી આશા રાખું છું.'

'જગદેવ કુંવરની જય,' પોકારીને લોકોએ જગદેવની માગણીમાં અનુમતી આપી.

વાધેલી રાણીને માફી આપતાં ઉદયાદિત્યે કહ્યું, 'શાબાશ, જગદેવ ! તારી ઉદારતાને ધન્ય છે. અપકારનો બદલો ઉપકારથી વાળનાર જગતમાં જવલ્લેજ વીર પુરુષો હોય છે. તારી નિખાલસતા, તારી સત્ય કાર્યનીતિ, અને તારી શુદ્ધ ભાવના તને મહાન બનાવે એમાં શી નવાઈ! રણધવળ કરતાં રાજકર્તાના ગુણો તારામાં વિશેષ છે. હું તને આજથી રાજગાદી સોંપું છું. વિજય કર, પરંતુ રણધવળ પ્રત્યેની તારી ફરજ તું ભુલતો નહિ.'

'પિતાજી ! આપની આજ્ઞા મને માન્ય છે.'

અને પ્રથમની ગોઠવણ મુજબ વાજીંત્રોના મધુર સરોદો રેલાવા લાગ્યા. રાજગોરે જગદેવને રાજતિલક કરી મંત્રોચ્ચાર કર્યા. પછી ઉદયાદિત્યે જગદેવને રાજચિહ્નો અર્પણ કરતાં કહ્યું, 'બેટા ! રાજ ચલાવવાં એ બાળકના ખેલ નથી. આ રાજમુગટ એ સુવર્ણ અને હીરા જડિત શિરછત્ર નહિ, પરંતુ ખરેખરે કાંટાળો તાજ છે. અને આ તલવાર શોભા માટે કમ્મરે લટકાવવાનું રમકડું નહિ, પરંતુ એ ક્ષત્રિયોની મર્દાનગીનું-વીરત્વનું પ્રાણથીયે પ્યારું, મોઘામુલું હથિયાર છે. એના વડે રાજ્ય અને રૈયતનું રક્ષણ કરવાનું છે તારી આજ સુધીની કારકિર્દીમાં હેં જે ભાવના અને કાર્યનીતિનું પોષણ કર્યું છે એને તારા ભવિષ્યના જીવનમાં સંપૂર્ણપણે વિકસિત કરી એક ઉમદા રાજા તરીકે તારી અને મારી કીર્તિને તું ઉજ્વળ કરશે એવી મને સંપૂર્ણ ખાત્રી છે. લે, બેટા ! જીવન યશસ્વી બનાવી ફત્તેહ કર !'

ઉદયાદિત્યને ઉભય હસ્તે નમન કરતાં જગદેવે કહ્યું, 'પિતાજી ! પિતાજી ! આપનો મારા પર કેવો અનહદ પ્રેમ ! કેટલો ઉપકાર ! ડુંગર ડોલશે કે આભ તુટશે છતાંયે હું આપના સુચવેલા માર્ગમાંથી જરાયે ચલાયમાન નહિ થાઉં. મરતાંયે અક્ષત્રિય કર્મ નહિ કરૂં.'

રાજચિહ્નો આપતાં ઉદયાદિત્યે કહ્યું. બેટા ! સુખી થા, અને સૌને સુખી કર. મારા આશિર્વાદ છે.'

'ઉદયાદિત્યની જય ! જગદેવકુંવરની જય !' આખાએ દરબારગૃહમાં પ્રચંડ ધ્વનિ ફરી વળ્યો.

## ૨૬

# ઉપસંહાર

જગદેવ પ્રતિ ધારાનગરની પ્રજામાં નૈસર્ગિક રીતે પ્રેમભાવના હતી. જગદેવનાં લગ્ન ફુલમતિ સાથે આજે રાત્રે થવાનાં હોવાથી લોકોમાં આનંદની હેલી ચઢી હતી. પોતાના પુત્રનાં લગ્ન હોય તેમ લોકોએ પોતપોતાનાં મકાનો પર રંગરોગાન ચઢાવી શુશોભિત કર્યાં હતાં. રાજમહેલમાં બહુજ ધમાલ મચી રહી હતી. પુત્ર લગ્ન હોવાથી સોલંકિણી રાણીના આનંદની પરિસિમા નહોતી. વાઘેલી રાણી, સોલંકિણી રાણી, રાજકુટુંબની અન્ય સ્ત્રીઓ અને દાસદાસીઓ રંગબેરંગી વસ્ત્રપરિધાન કરી, પોતપોતાના કાર્યમાં સહર્ષ નિમગ્ન બની બહુ ઝડપથી આમતેમ ફરી, લગ્ન સામગ્રી તૈયાર કરી રહ્યાં હતાં. લગ્નમંડપ બાંધતાં સ્ત્રીઓ ગીત ગાઈ રહી હતી. વાજીંત્રોના સુમધુર સ્વરો વડે સર્વત્ર મધુર તાઝગી ફેલાઈ રહી હતી.

સાંજના ચારનો સમય થયો છતાં કચ્છથી ફુલમતિને તેડી લાવવા મોકલેલા સરદારો હજુ આવ્યા નહોતા. લાખા-

ફૂલાણીને ચિંતા થઈ રહી હતી કે 'કુલમતિ વખતસર નહિ આવી પહોંચે તો ? ધારાનગરમાં તે દસબાર દિવસથી આવ્યો હતો. કુલમતિ વખતસર ન આવી પહોંચે તો નવું લગ્ન મૂહુર્ત આવે ત્યાં સુધી તેને ધારાનગરમાં રોકાવું પડે એ તેની ચિંતાનું ખાસ કારણ હતું. મહેલની અગાશી પર ચઢી કચ્છથી ધારાનગર આવતા પથપર તે કાકદૃષ્ટિએ નીરખી રહ્યો હતો. જે વસ્તુની આપણે અપેક્ષા રાખતા હોઈએ તે વસ્તુ આપણને વખતસર ન મળે તો આપણે કેટલા બધા અધીરા બની જઈએ છીએ ! તેમ લાખાફૂલાણીના મનમાં પણ અધિરાઈ વધવા લાગી. તેના હૃદયમાં કુશંકાઓએ સ્થાન લેવા માંડ્યું. તે ભગ્નહૃદયી–પુરુષની માફક અગાશીમાં આમતેમ આંટા મારતો હતો અને વારે વારે કચ્છથી આવતા માર્ગ પર દૃષ્ટિ ફેંકતો હતો.

એવામાં દુર દુર ધુળની ડમરીઓ ચઢતી તેને જણાઈ. બહુજ બારીક દૃષ્ટિએ તેણે નિરીક્ષણ કરવા માંડ્યું. વીસ પચીસ સાંઢણીઓનો એક કાફલો ઝપાટાબંધ ધારાનગર તરફ આવી રહ્યો હતો. સૌથી પ્રથમ સાંઢણી પર કચ્છનો વાવટો ફરકી રહ્યો હતો. તેની પાછળ બીજી સાંઢણીઓ પર કેટલીક સ્ત્રીઓ બેઠેલી હતી અને સૌથી પાછળની સાંઢણીઓ પર એ કાફલાના રક્ષક સરદારો બેઠેલા હતા. સૌથી સરસ રીતે શણગારેલી અને રંગબેરંગી રંગ વડે રંગેલી એક સાંઢણી વચ્ચે ચાલતી હતી. તેના પર કુલમતિ બેઠેલી હતી. તેની આસ-પાસ મોટો પડદો રાખેલો હતો. ઘડીકમાં તે તેની સખી સાથે માર્મિક ગોષ્ટિ કરતી તો ઘડીકમાં ડોકાબારી વાટે તેની

ચપળ આંખો વડે આસપાસ છવાયેલા નૈસર્ગિક સૌંદર્યનું અનુપાન કરી લેતી.

કુલમતિ ખરેખર કુલની પ્રતિમારુપ હતી. તેના અંગેઅંગમાં કુલની જેમ કોમળતા, આકર્ષકતા, ભવ્યતા અને માદકતા હતાં. હરિણિશાં તેનાં વિશાળ અને ચંચળ નયનોમાં અજબ મોહિની હતી. તેના વદન પર હંમેશાં ઉષાના લાલ–ગુલાબી રંગો રમ્યા કરતા હતા. સઘળી વન-શ્રીમાંથી થોડુંક સૌંદર્ય પાછું ખેંચી લઈ વિધાતાએ તેનો દેહ ઘડયો હતો. એનું ઘાટીલું અને કોમળ બદન અને તેના મુખ પરની મનોહરતા અને ભવ્યતા સૌ કોઈને પ્રીતિ ઉપજાવે તેવાં હતાં.

સાંઢણીઓનો કાફલો તદ્દન નજીક આવી પહોંચ્યો. લાખો-ફૂલાણી ઘડીભર કંઈક વિચારમગ્ન બની એકચિત્તે એ તરફ જોઈ રહ્યો. પછી તે અગાસી પરથી ત્વરિત ગતિએ નીચે ઉતરવા લાગ્યો. એ દરમિયાન કુલમતિ સાંઢણી પરથી નીચે ઉતરી તેના પિતાને મળવા મહેલનાં પગથિયાં ચઢવા લાગી. લાખોફૂલાણી ઝડપથી નીચે આવી તેને ભેટી પડતાં બોલ્યો, ‘ દિકરી ! તું આવી ? ’

‘ પિતાજી ! ’ એટલું બોલતાં કુલમતિના વદન પર કોણ જાણે ‘ શાથી શરમની છાયા ફરી વળી.

× × ×

લગ્નમંડપમાં કુલમતિની પધરામણી થઈ. તેણે નીલ-રંગી રેશમી વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. હીરા–માણેક અને

સુવર્ણાલંકારો વડે તેનો દેહ રોશનીમાં અત્યંત શોભી રહ્યો હતો. આકર્ષકતાના ઓધ વહાવતું આછા ઘુંઘટ નીચે છુપાએલું તેનું વદન કંઈક શરમ અને ઉરગેંડાણમાંથી પ્રગટતા હર્ષના ઊંડા ભાવો વ્યક્ત કરતું સૌને આકર્ષી રહ્યું હતું. લોકોમાં તેના સૌંદર્યનાં તરત જ વખાણ થવા લાગ્યાં. મંગળગીતો સહ વાજીંત્રોના કર્ણપ્રિય સ્વરો વડે વાતાવરણમાં હર્ષ, ઉલ્લાસ અને ચેતનની ત્રિવેણીએ અલ્હાદક સૃષ્ટિ સરજાવી. થોડાક સમય પછી લગ્નક્રિયા પુરી થઈ. દરબારમાં નવના ડંકા બજ્યા.

× × ×

અજવાળી રાત હતી. ક્વચિત ક્વચિત વાદળી આવી થોડાક સમય માટે ચંદ્રને આવરી લેતી. કુલમતિ પુષ્પ છાયા પલંગ નજીક કંઈ કંઈ કલ્પના તરંગે ગ્રચતી અને પ્રિયતમના આગમનની પળે પળે રાહ જોતી અગાસીમાં ઉભી હતી.

'વાહ! વાહ! ફુલ! જગદેવે અગાશીમાં એકદમ આવતાં કહ્યું. સુધામય શશિયર અને આ ફુલ! કુલમતિ પ્રતિ અંગુલિ નિર્દેષ કરતાં તે આગળ વધ્યો અને પછી કુલમતિનો હસ્ત પકડી તેણે કહ્યું 'શશિયરનું સુધા અને આ મારી કુલમતિની—ફુલની ફોરમ! અહા! કેવો સંગમ! અહા! કેવી સરસ મીઠાશ!' અને પછી તેણે કુલમતિને હૃદય સરખી રાખી એક મીઠડું ચુંબન લીધું.

અત્યાર સુધી પ્રિયતમની ઝંખના કરતી ફુલ્લમતિમાં એકાએક નવોઢાની શરમ આવી ગઈ. જગદેવના હાથમાંથી ઝડપ અને ચાલાકીથી સરકી જઈ તે પલંગ પર બેસી ગઈ.

જગદેવ હળવેથી તે તરફ ગયો અને પલંગ પર બેસી ફુલ્લમતિના કંઠ પર તેણે જમણો હાથ પ્રસાર્યો અને બીજે હાથે ફુલ્લમતિનું વદન ઊંચું કરી પુનઃ ચુંબન લેતાં તેણે કહ્યું. 'વાહ ! પ્રિયે !'

ફુલમતિ એકાએક શય્યામાં ઢળી પડી. ચંદ્ર શરમિંદો બની એક ઘેરી વાદળી પાછળ સંતાઈ ગયો.

ત્યારે વીરમતિ તેના ખંડમાં વિશ્વનિયંતાની મૂર્તિ સમક્ષ બેસી સ્તુતિ કરતાં ગાઈ રહી હતી :—

'ઝંખુ તને જગદેવ !
સદાયે, ઝંખુ તને જગદેવ.'

સંપુર્ણ